

પૃષ્ટ. ૧૭

ઉર્વશી. સખી ચિત્રલેખા, છોડાવ મારો હાર. ( એમ કહી રાજા સામુ જુવેછે. )

TO

# THOMAS BLOOD CURTIS, ESQUIRE,

EDUCATIONAL INSPECTOR,

NORTHERN DIVISION.

&c. &c. &c.

This Translation

FROM THE SANSCRIT VIKRAMORVASHI

OF

KALIDÁS, THE INDIAN SHAKSPEARE

Is Dedicated

AS AN HUMBLE TOKEN OF DEEP GRATITUDE

FOR

MANY KINDNESSES RECEIVED AT HIS HANDS,

AND IN ADMIRATION OF HIS WARM ZEAL

IN THE PROMOTION OF

NATIVE IMPROVEMENT

AND

GUJARÁTI LITERATURE

BY HIS HUMBLE AND AFFECTIONATE PUPIL

THE TRANSLATOR.

## छपय.

टामस ब्लड कर्टीस, बिराजो विद्या खाते,
मुज देशीने माट, करो श्रम थातो खांते;
गुरु शिष्य संबंध, आपणो चाल्यो झाझो,
वर्ष वित्यां पण तोय, प्रेम छे ताजेताजो;
तेनुं रे'वा संभारणुं, त्रोटक भाषान्तर करी,
अर्पुछुं ए रणछोड हुं, पूर्ण प्रेम हृदयेधरी.

# પ્રસ્તાવના.

આ વિક્રમોર્વશી ત્રોટક મહા કવિ કાલિદાસનું રચેલું છે. એ કવિ કાલિદાસ પંડિતને નામે પણ પ્રસિદ્ધ છે; અને તેના સંબંધી ઘણી આખ્યાઈકા લોકોમાં ચાલી રહી છે. પરંતુ એ ક્યારે અને કોના વારામાં થયો એ વિષે વિદ્વાનોનાં જુદાં જુદાં મત છે. કાલિદાસના જેવો અંગ્રેજ કવિ શેકસપિયર થઈ ગયો, તેના સંબંધીનું વૃત્તાંત ઘણું ખરૂં જેમ અંધારામાં રહી ગયું છે તેમ આપણા આ કવિવિષે પણ થયેલું છે. આ ઠેકાણે કાલિદાસનું વૃત્તાંત આપવાનો મારો વિચાર નથી; પણ અમારા "શેકસપિયર કથા સમાજ" નામના પુસ્તકમાં મેં શેકસપિયર કવિનું વૃત્તાંત આપ્યું છે તે પ્રમાણે "કાલિદાસ કથાસમાજ" પ્રસિદ્ધ કરવાનો મારો વિચાર છે તેમાં તે વૃત્તાંત આવશે.

માલવિકાગ્નિમિત્ર, વિક્રમોર્વશી, અને શાકુંતલ નાટક એ જે ક્રમમાં લખ્યાં છે તે ક્રમ પ્રમાણે કાલિદાસે રચેલાં જણાયછે. પેહેલું નાટક છેલ્લાં બેના કરતાં કનિષ્ટ છે. વિક્રમોર્વશી અને શાકુંતલ નાટકની રચના ઘણી ખરી સરખી છે; બન્નેમાં નાયક માનવી અને નાયકા દેવાંગના છે, એટલુંજ નહિ પણ એક નાટકનાં નાયક અને નાયકા બીજા નાટકનાં નાયક અને નાયકા સાથે સંબંધ ધરાવેછે. પુરૂરવ અને દુષ્યત બે એકજ ચંદ્રવંશના છે, તેમજ ઉર્વશીની સખી મેનકાની શકુંતલા પુત્રી થાયછે.

બન્ને શૃંગારરસપ્રાધાન્ય છે. બન્નેની વસ્તુનો આધાર પુરાણમાંથી લિધેલો છે. વિક્રમોર્વશીમાં ઉર્વશી અને પુરૂરવ રાજા એક બીજાને જોવાથી પ્રેમાસક્ત થાયછે તે પ્રમાણે શાકુંતલ નાટકમાં પણ શકુંતલા અને દુષ્યંત એક બીજાને જોઈને પ્રેમાસક્ત થાયછે. પુરૂરવ પોતાના પ્રેમની વાત જેમ પોતાના મિત્ર માણવક વિદૂષકને કેહેછે તેમ દુષ્યંત પણ પોતાના મિત્ર માધવ્ય વિદૂષકને કેહેછે. અને ઉર્વશીને તેના કાર્યમાં જેમ ચિત્રલેખા, સહજન્યા આદિ સખિયો સાહાય થાયછે, તેમ શકુંતલાને પ્રિયંવદા અને અનસૂયા સાહાય થાયછે. ઉર્વશી પુરૂરવના વિચારમાં ને

વિચારમાં તદ્દલીન થઈ જવાથી ભરત મુનિના કોપનું કારણ ઉત્પન્ન કરેછે અને તેથી તે શાપિત થાયછે, તેમજ દુશ્યંતના વિચારમાં ને વિચારમાં તદ્દલીન થઇ જવાથી દુર્વાસા ઋષિના કોપનું કારણ શકુંતલા ઉત્પન્ન કરેછે, અને તેથી તે શાપિત થાયછે. ઉર્વશીનો અને પુરૂરવનો શાપને લીધેજ વિયોગ થાયછે અને પુરૂરવ વિરહ દુઃખથી ઘેલો બની ઉર્વશીને શોધવા ભટકતો ફરેછે, તેમજ શકુંતલાનો અને દુશ્યંતનો વિયોગ પણ શાપને લીધેજ થાયછે, તથા શકુંતલાના વિરહથી તે બહુ અકળાઈ જાયછે. પુરૂરવનાથી ઉત્પન્ન થયલો ઉર્વશીનો પુત્ર આયુષ, ચ્યવન ભાર્ગવના આશ્રમમાં ઉછરેછે, અને દુશ્યંતનાથી ઉત્પન્ન થયેલો શકુંતલાનો પુત્ર ભરત, કશ્યપ ઋષિના આશ્રમમાં ઉછરેછે. છેવટે પુરૂરવ ઉર્વશીને અને પછીથી તેના પુત્રને મળેછે તેમજ દુશ્યંત પણ શકુંતલાને અને તેના પુત્ર ભરતને મળેછે.

ઉપર સૂચવ્યા પ્રમાણે વિક્રમોર્વશી અને શાકુંતલ નાટકની વસ્તુ એ બીજાને મળતી છે. બન્નેમાં વર્ણન કરવાની છટા અને સ્વાભાવોક્તિ બરાબર છે; તેથી પાઠક હોરેસ હીમન વિલસન કેહેછે કે, "એ નાટકમાંથી "યામાં ખુબી વધારે છે એ નક્કી કરવું ઘણું કઠિણછે; પણ શાકુંતલ કરત "આ (વિક્રમોર્વશી) નાટકની યોજના ઘણી ચતુરાઈથી રચવામાં આ "વી છે, અને એક બીજામાંથી સમુત્પત્તિ વધારે સ્વાભાવિક રીતે ઉઠી છે તો પણ ઉપર મેં લખ્યું છે તે પ્રમાણે વિક્રમોર્વશી પ્રથમ રચેલું છે અને ની રચના કરતાં કવિના વિચારની લેહેરો છલકાઈ જવા લાગેલી તે માવવાને માટે ઉપર મેં તુલના કરી બતાવી તે પ્રમાણેની મળતી વસ્તુ પરથી શાકુંતલનાટકનો ઉઠાવ કરી તેમાં કવિયે તેને જગ્યા આપી છે એ મને લાગેછે. તેમજ વિક્રમોર્વશીના ચોથા અંકની લેહેરોનો સમાવે તેણે મેઘદૂત નામનું નિરાળું કાવ્ય રચીને તેમાં કર્યો છે. અલેકઝાન વન હ મ્બોલ્ટ કેહેછે કે, "તેણે (કાલિદાસે) વિક્રમોર્વશી નાટકમાં વન "પ્રવેશ દાખલ કર્યો છે તે ગમે તે સમયે પણ લખાયલી અતિશય સુ "અને કવિત્વવાળી રચનાનો એક નમુનો છે."

# विक्रमोर्वशीनाटक.

पंचाङ्की.

श्रीमन्महा कवि कालिदासनुं रचेलुं

तेनुं

मूळ संस्कृत उपरथी

गुजरातीमां

गद्यपद्यात्मक भाषान्तर

रणछोडभाई उदयराम

करीने प्रसिद्ध कर्युं

---

मुंबई.

संवत १९२४ जेष्ठ. सन १८६८ जुन.



मूल. रु. १।।

मुंबईमां

गणपत कृष्णाजीना मुद्रायंत्रमां कानोबा गणपतरावना

एक्सिक्युटर रा० वि० ना० मं० तथा

गो० गं० फ० एओए मुद्राङ्कित कर्युं.

વિક્રમોર્વશીમાં પ્રાકૃત ભાષાની બાંધણી અને કવિતા રચનાની ખુબી એક ઓર છે. તેના નમુના દાખલ ચોથો અંક છે. એમાં નાના પ્રકારના છંદ અને ગાયનની ઢબ તથા નાચવાની ચાલ દાખલ કરેલી છે. પણ હવણાં તે લોકપ્રસિદ્ધ નથી; મારા સાંભળવામાં આવ્યું છે કે, પુનામાં એક દક્ષિણી બ્રાહ્મણ છે તે આ ત્રોટકની નાચવાની ગત પ્રમાણે નાચી જાણેછે અને ગાઈ પણ જાણેછે. નૃત્ય અને ગાયન વિષે આપણા પૂર્વજો ઘણાજ ઊંડા ઉતરેલા છે, અને તેઓએ ઊંચાવર્ગના ઘણા ગ્રંથો રચેલાછે. યુરોપખંડમાં આ કળા દિન પ્રતિ દિન વધારે ખેડાતી જાયછે તેથી ત્યાંના જેવી સંપૂર્ણતા બીજે કહિં હશે નહિ એવું હવણાંના કેટલાક વિદ્વાનોનું મત હતું, પણ સંસ્કૃત સંગિત શાસ્ત્રના ગ્રંથો ત્યાંના વિદ્વાનોના જોવામાં જેમ જેમ આવતા ગયા તેમ તેમ તે અજવાવામાં આવ્યા, અને તે વિષે તેઓનું સર્વોત્કૃષ્ટ મત બંધાતું ગયું. અમદાવાદમાં મને એક કાશીનો વિદ્વાન મળ્યો હતો તેણે સંગિત શાસ્ત્રના સાત આઠ ગ્રંથ જોયા હતા તેથી તે શાસ્ત્રમાં તે ઘણોજ નિપુણ હતો,તે મને કેહેતો હતો કે, આપણા લોકો ઉપર ઉપરથી ગ્રંથના આધાર વિના માત્ર ગાવા, બજાવા અને નાચવા શીખેછે તેથી તે જ્ઞાન ઘણુંજ અપૂર્ણ તેમજ ઉપર ઉપરનું થાયછે. અને એ પ્રમાણેજ જો ચાલ્યાં કરશે તો પછી ગાયનના ગ્રંથોમાં કોઈને સમજણ પડશે નહિ, અને છેવટે એ કળા નાશ પામશે. દાખલાને માટે તેણે કહ્યું કે મારા ગુરૂને હું એકજ શિષ્ય હતો અને મારે એકે પણ શિષ્ય નથી.

પાઠક વિલસને વિક્રમોર્વશીનું ગદ્ય તથા પદ્યમાં ભાષાન્તર કર્યું છે તે મૂળને ઘણું મળતું નથી, પણ ભાવાર્થ લઈને કર્યું છે. એડવર્ડ બાઈલ્સ કાવેલે એક બીજું કર્યું છે તે સંસ્કૃત સાથે ઘણું મળતું છે. મિ૦ લેન્ઝે સન ૧૮૩૩ માં બર્લિનમાં સંસ્કૃત મૂળ તથા તેનું જર્મન ભાષામાં ભાષાન્તર છપાવી પ્રસિદ્ધ કર્યું છે, તેમજ તેણે આપ્પારેટસ ક્રિટિકસ ( apparatus criticus ) નામની ટીકા સન ૧૮૩૪ માં છપાવી છે ને તેમાં ઈસ્ટ ઈન્ડિયા લાયબ્રેરીની હસ્તલિખિત પ્રત ઉપરથી ટીકા આ-

પી છે. વળી જર્મન ભાષામાં હિર્ઝલે એનું ભાષાન્તર કર્યું છે, અને સર્વ કરતાં છેલ્લું ભાષાન્તર હુફરે કર્યું છે. રશિયાની રાજધાની સેન્ટપિટર્સબર્ગમાં બાલ્લેનસેને એ નાટકની એક સંપૂર્ણ આવૃત્તિ છપાવી છે.

મિ० લેન્ઝ વિક્રમોર્વશીનેબદલે "વિક્રમ પ્રાપ્તોર્વશી" નામ આપેછે અને તે પ્રમાણે મિ० હુફરે તેવુંજ નામ રાખ્યું છે. દેવપૂજક બ્રાહ્મણ તે દેવબ્રાહ્મણ એ પ્રમાણે મધ્યમપદલોપી સમાસ થાયછે તેજ રીતે વિક્રમ પ્રાપ્ય ઉર્વશી તે વિક્રમોર્વશી એવો મધ્યમપદલોપી સમાસ રાખેલો ફેરવવાની અગત્ય નથી.

ઈસ્ટ ઈન્ડિયા કાલિજમાં ચલાવવાને માટે પાઠક મોનિયર વિલિમ્સે સન ૧૮૪૯ માં હર્ટફોર્ડમાં એક સંસ્કૃત આવૃત્તિ છપાવી છે, તેમાં તેણે ઘણો ખરો આધાર કલકત્તામાં છપાયલી પ્રત ઉપર રાખ્યો છે, અને જ્યાં યોગ્ય લાગેલું ત્યાં લેન્ઝની પ્રત ઉપરથી ફેરફાર કર્યો છે તે ઉપરથી મેં ગુજરાતીમાં ભાષાન્તર કર્યું છે, અને તે વેળાએ મુંબઈના જ્ઞાનદર્પણ છાપખાનામાં છપાયલી પ્રત પણ પાસે રાખીને કામ લીધું છે.

સંસ્કૃતમાં જેમ ગદ્યપદ્યાત્મક છે તેજ પ્રમાણે ભાષાન્તરમાં પણ તેમજ રાખ્યું છે, અને શ્લોકે શ્લોકે ઉતાર્યા છે, એટલે મૂળમાં ૧૬૧ શ્લોક છે તે પ્રમાણે મારા ભાષાન્તરના છંદ પણ તેટલાજ કર્યા છે. આવી રીતે કરવાથી સંસ્કૃતના અભ્યાસિયોને મેળવવાને સુલભ પડેછે તથા એક પૃષ્ઠપર મૂળ અને બીજા પૃષ્ઠપર તેનું ભાષાન્તર છપાવાને ફાવેછે. વિક્રમોર્વશીની શુદ્ધ સંસ્કૃત પ્રત મળી શકતી નથી માટે મારો વિચાર પણ તેજ પ્રમાણે મેં જેમ "હિતોપદેશ મિત્ર લાભ" છપાવ્યો છે તેમ છપાવાનો હતો, પણ એવી પ્રતનો ઉપયોગ કરનારા હાલમાં થોડા છે માટે તે વિચાર આ પ્રસંગે બંધ રાખ્યો છે.

ઔપચ્છંદસિકા, મન્દાક્રાન્તા (?) મન્દઘટી, કુટિલિકા, વૈતાલીય, ખુરક, ભિન્નક, ખંડક, જંભલિકા, આક્ષિપ્તિકા, દ્વિપદિકા, અપરવક્ત્ર ઈત્યાદિ મૂળમાં અપ્રસિદ્ધ છંદો છે તેવા ભાષાન્તરમાં રાખવા કરતાં ઘણું કરીને પ્રસિદ્ધ છંદ રાખવાને મને ઠીક લાગ્યું છે તે પ્રમાણે મેં કર્યું છે. મનહરછંદ

મનોહર રીતે ધ્રુપદને રાગે ગવાયછે, તેમજ ચોપાયા છંદ મરાઠી ચાલની સાખી પ્રમાણે સુંદર રીતે ગવાયછે, તેજ રીતે ગાતાં શોભે એવા છંદો મેં રાખ્યા છે.

ભાષાન્તર કરવામાં, મૂળની સાથે વધારે સંબંધ રાખી ગુજરાતીમાં શોભતી વાક્ય યોજના કરવા ઉપર લક્ષ રાખ્યું છે. આ ત્રોટકની ઉપર "વિક્રમોર્વશી પ્રકાશિકા" નામની ટીકા છે તે જોવાને માટે હું કેટલીક વાર શોધ્યોછતાં તે મળી આવી નહિ એટલે છેવટે તે વિના ચલાવીને મારૂં ભાષાન્તર મેં બાહાર પાડ્યું છે.

પુરાણિક કથા ભાગ અને બીજી કેટલીક જાણવા જેવી ટીપ આપવાને માટે તે શબ્દ અથવા નામ ઉપર क થી તે ज्ञ સુધી અક્ષર માંડીને ગ્રંથની છેવટે પરિશિષ્ટ આપ્યું છે. તેમાં પુરૂરવ અને ઉર્વશીની ટીપ આપી છે તે પ્રમાણે પુરાણોમાં તે વિષેની કથા છે તે ઉપરથી આપણા કાલિદાસે આ ત્રોટકની રચના કરી છે.

સંસ્કૃતમાં અંકની પેઠે જુદેજુદા પ્રવેશ લખવાનો ચાલ નથી તોપણ જો જુદા પાડવાને બની શકે એમ હોય તો તે પ્રમાણે કરવાથી ઠીક પડે છે એમ સમજી આ ત્રોટકના પ્રત્યેક અંકમાં મેં પ્રવેશ પાડ્યા છે, અને તેમ કરવાથી અસલ કરતાં કાંઇ ફેરફાર કરવો પડ્યો નથી, માત્ર ૧૨ મા પૃષ્ઠમાં થોડાં વાક્ય તળે ઉપર કરવાં પડ્યાં છે, અને તેને માટે તેજ પૃષ્ટની ટીપમાં સૂચવ્યું છે.

મુંબઈ
જ્યેષ્ઠ શુ૦ ૮

રણછોડભાઈ ઉદયરામ.

# विक्रमोर्वशी त्रोटक.

## અંક. ૧.

### પાત્ર.

સૂત્રધાર............નાટક કરનાર.

મારિષ ........... તેનો સાહ્યકારી. નટ.

રંભા .............
સહજન્યા.......
મેનકા............
} અપ્સરાઓ.

પુરૂરવ ........... એક રાજા.

સૂત ..............તેનો સારથી.

ઉર્વશી .. .........એક અપ્સરા, પુરૂરવની પ્રિયા.

ચિત્રલેખા.........બીજી અપ્સરા, ઉર્વશીની સખી.

ચિત્રરથ ..........ગંધર્વ.

સ્થળ, હેમકૂટ પર્વત.

# સૂચન.

સૂત્રધારનો પ્રવેશક થઈ રહ્યા પછી, રંભા, મેનકા, સહજન્યા, આદિ અપ્સરાઓની બે સખિયો — ઉર્વશી અને ચિત્રલેખા કરીને હતી, તેમને કેશી નામનો એક દૈત્ય, તેઓ કુબેરભંડારીને ઘેરજઈ અર્ધે રસ્તે વળી હતી, ત્યાંથી લઈને ચાલતો થાયછે, તેથી તેઓની સખિયો મદદ માગવાને બૂમો પાડવા લાગેછે. આ પ્રસંગે પુરૂરવ નામે રાજા સૂર્યની પાસે જઈને આવતો હતો તેના સાંભળવામાં બૂમ આવેછે એટલે ત્યાં પોતાનો રથ લઈ જઈ તેમને ધારણ દેવા લાગેછે. અને દૈત્ય, ઈશાન દિશાભણી ગયો એવી ભાળ લાગી એટલે તેનીપછવાડે રથ હંકારી તેને પકડી પાડેછે, અને બંને અપ્સરાઓને છોડાવી લાવેછે. હરણ થયેલી અપ્સરાઓની સખિયો, હેમકૂટ પર્વત ઉપર રાજાની વાટ જોતી બેઠેલી છે, ત્યાં રાજા પેલી છોડાવી આણેલી અપ્સરાઓ લઈને જાયછે. તેમાં ઉર્વશી બેભાન થઈ ગયેલી છે. તે ભાનમાં આવેછે ત્યારે રાજાને જોઈને પ્રસન્ન થાયછે, અને તેમના પ્રેમનું બીજ રોપાયછે. પછી સર્વ સખિયો મળેછે. અને વાતચિંત કરેછે એટલામાં ઈન્દ્રે તેઓનીભાળ કાહાડવાને મોકલેલો ચિત્રરથ નામે ગાંધર્વ આવેછે. તેની સાથે રાજાને મેળાપ થાયછે. અને ઉર્વશીને તેના સ્વાધીનમાં કરીને ઈન્દ્રની પાસે મોકલેછે. જતાં ઉર્વશી, રાજાના સામું જોવાસારૂ પોતાનો હાર ભરાયાનું મિષ કરેછે, તે પ્રસંગ જોઈ, તેની સખી ચિત્રલેખા, તેની મશ્કરી કરેછે; અને તેનો ભરાયલો હાર છોડાવી તેને સ્વર્ગમાં લઈ જાયછે. પછી આ પ્રમાણે નાયક અને નાયિકા પ્રેમાસક્ત થઈ વિખુટાં પડેછે.

# विक्रमोर्वशी त्रोटक.

## પ્રસ્તાવના.

### નાન્દી.

( મનહર. )

જેને વેદમાં વદેછે, પવિત્ર પુરૂષ એક,
અવની[1] આકાશ વ્યાપી રહેલો જણાયછે;
બીજા કો વિષય વિષે, પ્રવેશ ન જેનો એવો,
ઈશ્વર એ શબ્દ, જેમાં સાર્થક થાયછે;
અંતરમાં નિયમિત પ્રાણાયામ[2] કરે તેવા
મુમુક્ષુ[3] પુરૂષો તણા યત્નથી શોધાયછે;
એવો મહાદેવ ભોળો કલ્યાણ તમારૂં કરો,
સ્થિર ભક્તિ, યોગ વડે જે પોતે સધાયછે. ૧

[નાન્દી[4] થઇ રહ્યા પછી સૂત્રધાર.

### સૂત્રધાર.

હવે એટલું મંગલાચરણ બસછે. ( ને પથ્ય[5] ભણી જોઈને. ) મારિષ[6]! આ સભાએ, પૂર્વેના કવિયોના રસ પ્રબંદ્ધ જોયલાછે, માટે હું અહિ કાલિદાસ કવિયે રચેલું વિક્રમોર્વશી નામનું નવીન ત્રોટક ભજવી બતાવવા ઇચ્છુંછું, તેથી પાત્રવર્ગે પોતપોતાને ભાગ આવેલો વેશ લક્ષ રાખીને ભજવે એવું તેમને કહી રાખ.

### નટ.

[ પ્રવેશ કરીને.

---

[1] પૃથ્વી. [2] મન એકાગ્ર કરવાને શ્વાસોશ્વાસ રોકવાની ક્રિયા. [3] ધર્મનું જ્ઞાન મેળવવા ઇચ્છનાર. [4] મંગલા ચરણ. [5] નાટક કરતી વેળાએ પડદો નાખવામાં આવેછે તેનીમાંહ ની બાજુએ નાટક ભજવનારા સાંગ લેછે તે જગ્યા. [6] મુખ્ય નટ.

જેવી આપની આજ્ઞા.

### સૂત્રધાર.

આ સભામાં બિરાજેલા આર્ય અને પંડિતજનોને હું શિરવતે પ્રણામ કરી વિનતિ કરૂંછું કે, –

( ગીતિ. )

પ્રિયપર પ્રીતિ કાજે, અથવા સદવસ્તુ માનને કાજ;
સુણજો હે જન ! ચિત દઈ, રચના કવિ કાલિદાસની આજ. ૨

[ નેપથ્યમાં અવાજ થાયછે.

" આર્યો ! રક્ષણ કરો, રક્ષણ કરો. "

### સૂત્રધાર.

અહો ! વિમાનમાં બેશીને આકાશમાં ગમન કરનારા જનોનો અકસ્માત આવો કરૂણા ભરેલો અવાજ સંભળાયછે એનું કારણ શું હશે વારૂ ! ( જરા વાર વિચાર કરીને ) આંહ, એ તો મેં જાણ્યું.

( વસંત તિલકા. )

નારાયણે સૃજી હતી પરી જંઘમાંથી
કૈલાસનાથ જઈ તે વળતી'તી ત્યાંથી
ચાલ્યા કરી હરણ દાનવ અર્ધ વાટે
દેવાંગના ટળવળે સખી ઓથમાટે. ૩

[ સર્વે જાયછે.

---

# અંક પેહેલો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ, હેમકૂટ પર્વતનો ભાગ.

**રંભા, મેનકા, સહજન્યા, આદિ અપ્સરાઓ; રાજા અને સૂત.**

**અપ્સરાઓ.**

[ પડદો પડવાની રાહા નહિ જોતાં એકાએક.

આર્યો! રક્ષણ કરો, રક્ષણ કરો! જેઓ દેવના પક્ષપાતી હોય તેઓ, અથવા જેઓની આકાશ તળે ગતિ હોય તેઓ અમારૂં રક્ષણ કરો!

**રાજા.**

[ રથમાં બેશીને, પડદો પડવાની વાટ નહિ જોતાં પ્રવેશ કરેછે.

અહો અપ્સરાઓ! તમે આક્રંદ[1] મા કરો. [च] હું પુરૂરવ, સૂર્ય પાસે જઈ આવ્યોછું. તો તમે અહિ આવીને મને કોહો કે હું કોનાથી તમારૂં રક્ષણ કરૂં.

**રંભા.**

[घ] અસુરના બલાત્કારથી.

**રાજા.**

અસુરે બલાત્કાર કરીને તમારો શો અપરાધ કર્યો!

**રંભા.**

મહારાજ! સાંભળિયે, — [छ] મહેંદ્રને કોઈના વિશેષ તપની શંકા ઉત્પન્ન [ज] થાય તો તેના તપમાં ભંગાણ પડાવનારૂં તેનું સુકુમાર હથિયાર; શ્રીપાર્વતીના રૂપનો ગર્વ છોડાવવા વાળી, અને સ્વર્ગની શોભા, એવી અમારી પ્રિય

---

૧ શોકથી બૂમારોળ કરવી.

ગ
સખી, કુબેરભવનથી પાછી આવતી હતી, તેને અર્ધે માર્ગે કોઈ દાનવ, બીજી એક સખી ચિત્રલેખા સહિત, કબજે કરી, લઈને ચાલતો થયો છે.

રાજા.

એ ઘાતકી કેઈ દિશાએ ગયો તે તમે જાણોછો ?

અપ્સરાઓ.

ઇશાન દિશાએ.

રાજા.

ત્યારે તો તમે ખેદ કરશો મા; તમારી સખીને આ હવણાં લઈ આવ્યો.

અપ્સરાઓ.

[ હર્ષ સહિત.

ચંદ્રવંશમાં ઉત્પન્ન થયેલાને એમજ ઘટે.

રાજા

વારૂ ત્યારે તમે મારી વાટ ક્યાં જોશો ?

અપ્સરાઓ.

આ હેમકૂટ પર્વતના શિખર ઉપર.

રાજા.

સૂત ! ત્વરાથી જવાય એમ ઈશાન દિશાએ ઘોડાને મારી મૂક.

સૂત.

જેમ આયુષ્માનની આજ્ઞા.

[ કહ્યા પ્રમાણે ઘોડા મારી મૂકેછે.

રાજા.

[ રથ વેગ જોઈને.

સાબાશ ! સાબાશ ! આવા રથવેગ વડે તો, અગાડી કદાપિ ગરૂડ ગયો હોય તોપણ તેને પકડી પડાય.

( મનહર. )

મેઘ ચુરે ચુરા થઈ, રેણુ[1] પદ પામી જઈ,
રથને અગાડી ભાગે, ઉડી આવી જાયછે;
પંડ્યાંનું ભ્રમણે[2] થાય, તેથી આરાઓની માંહ,
બીજી જાણે આરાવળી, નવી પેદા થાયછે;
ઘોડાના માથાપરની, પ્રસરેલી કલગી તે,
ચિત્રમાં ચિત્રેલી એવી, અચલ[3] દેખાયછે;
વાયુ વેગ થકી મધ્ય ભાગની ધજાનો પટ[4],
પાછળના ભાગપર, આવીને થોભાયછે.* ૪

[ એ પ્રમાણે રાજા તથા સૂત ગયા.

**સહજન્યા.**

અહો સખિયો ! રાજર્ષિ ગયા, માટે ચાલો આપણે પણ કહેલે ઠેકાણે જઈને બેશિયે.

**મેનકા.**

સખિ ! ચાલો આપણ જઈયે.

[ હેમકૂટ પર્વત ઉપર નૃત કરતી જઈ બેસેછે.

**રંભા.**

એ રાજર્ષિ આપણા હૃદયમાંથી દુઃખનું સાલ કાહાડી શકશે ?

**મેનકા.**

અહો સખિ ! એ વિષે તું સંશય મા રાખ.

---

[1] રેતી બની જઈને. [2] ફરવું. [3] સ્થિર, હાલ્યા વિનાની. [4] લુગડું.
* શાકુંતલ નાટકના ૮ મા શ્લોકમાં થોડા આવા વિચારછે.

રંભા.

દાનવ જીતાય નહિ એવા છે માટે કહુંછું.

મેનકા.

જ્યારે લડાઈ કરવાનો સમય આવેછે ત્યારે, મહેન્દ્ર પોતે, એ રાજાને બહુમાન સહિત પૃથ્વી ઉપરથી બોલાવીને, દેવની જીત થવા સારૂં, સેનાને મોખરે ઉભો કરેછે.

રંભા.

રાજાની સર્વથા જીત થાઓ.

મેનકા.

[ ક્ષણમાત્ર સ્વસ્થ રહ્યા પછી.

સખિયો ! સાવધ થાઓ, સાવધ થાઓ ! જુવો પેલો રાજર્ષિનો સોમદત્ત રથ દેખાય, એના ઉપર હરિણચિન્હવાળી ધ્વજા ફરકેછે મને લાગેછે કે, કામ સિદ્ધ કરીને એ આવેછે.

[ એ પ્રમાણે જોતી બેસેછે.

~~~~~~

## પ્રવેશ. ૨ જો.

### સ્થળ, હેમકૂટ પર્વતનો એક ભાગ.

### રાજા, સૂત, ચિત્રલેખા, અને ઉર્વશી.

ચિત્રલેખા.

[ ઉર્વશી જે પોતાના જમણા હાથ ઉપર ભયથી આંખ્યો મીંચી પડેલી હતી તેને.

સખી ! સાવધ થા, સાવધ થા.

રાજા.

સુંદરી ! સાવધ થા, સાવધ થા.
~~~~~~

( માલિની. )

તુજ[1] ભય ગયું ભીરૂ, દૈત્યનાથી થનારૂં
સુરપતિ[2] બળ ભારિ, લોકત્રિ[3] રક્ષનારૂં;
નયન[4] કર ઉઘાડાં દીર્ઘ[5] તારાં તું ભાવે
જ્યમ નલિની[6] કુવોને[7], રાત વીત્યે ખિલાવે. ૫

## ચિત્રલેખા.

અરે ! આ તો આશ્ચર્યની વાત ! શ્વાસ ચાલેછે તેથીજ માત્ર એ જીવતી છે એમ જણાયછે, પણ હજુ સુધી એ સચેતન થઈ નથી.

## રાજા.

તારી સખી બહુજ ત્રાશી ગઈ છે.

( ગીતિ. )

વિશાળ સ્તનમાં પળ પળ, ઉછળે મંદાર[8] પુષ્પનો હાર;
તે સૂચવેછે એનો, હૃદય તણો કંપ થાય બહુ વાર. ૬

## ચિત્રલેખા.

[ કરૂણા સહિત.

સખી, ઉર્વશી ! તું ઠીકઠાક થાય તો તો બહુ સારૂં, આમ કરવું આપણ અપ્સરાને છાજે નહિ.

## રાજા.

( ગીતિ. )

કુસુમે[9] સરીખું કોમળ હૃદય ન ભયકંપ એહનું છોડે
એ વસ્ત્રકોર જણવે, સ્તને[10] વચમાં તે પડી[10] ઉછળી જોડે. ૭

[ ઉર્વશી સચેતન થાયછે.

---

[1] બીકણી. [2] ઈંદ્ર. [3] સ્વર્ગ, મૃત્યુ, ને પાતાળ. [4] આંખ્યો. [5] લાંબાં. [6] કમળનો છોડ. [7] કમળ. [8] એક જાતિનું ફૂલ, ઈંદ્રના નંદન વનમાં થાયછે. [9] ફૂલ. [10] ધાઈની વચ્ચે શ્વાસોશ્વાસ ઉંચો થાય તેમ લુગડાની કોર તે પ્રમાણે ઉંચી નીચી થઈને એનો ભયકંપ જણાવેછે.

### રાજા.

[ હર્ષથી.

ચિત્રલેખા ! તારી પ્રિયસખી સચેત થઈ, તેથી તારે બહુ સારૂં થયું, જો, –

( શાર્દૂલવિક્રીડિત. )

રાત્રી ચંદ્ર પ્રકાશથી તમે,[1] હઠયે જેવી રૂડી થાયછે,
નૈશાઅગ્નિની[2] જ્વાળ, ધૂમપટને ભેદેથી દીપાયછે;
ગંગા, તેડ ધસ્યે વહી મલિન તે ચોખ્ખી પછી થાયછે
તે રીતે વરતન્વી[3] મોહ પટથી, છૂટેલી[4] દેખાયછે. ૮

### ચિત્રલેખા.

સખી, ઉર્વશી ! હવે તું કશી બીક રાખીશ મા; શરણાંગત[5] ઉપર દયા કરનાર આ મહારાજે, દેવતાઓના શત્રુ, દાનવોને હરાવીને આશા ભંગ કરી નાંખ્યા છે.

### ઉર્વશી.

[ આંખ્યો ઉઘાડીને.

શું મહેન્દ્ર, યુદ્ધ થતું જોઇ મારી પાસે આવ્યા છે ?

### ચિત્રલેખા.

મહેન્દ્ર નહિ, પણ તેમના જેવાજ પરાક્રમી રાજર્ષિ પુરૂરવ.

### ઉર્વશી.

[ રાજાને જોઈને, મનમાં.

અરે, દાનવરાજે મને સપડાવીને મારાઉપર ઉપકાર કર્યો દેખાયછે.

### રાજા,

[ ઉર્વશીને જોઈને, મનમાં.

---

૧ અંધકાર. ૨ રાત્રની વેળાએ, ધૂમાડો ભેદીને અગ્નિનો ભડકો નીકળે તે વધારે તેજવાન દીપે. ૩ સરસ શરીરવાળી. ૪ ઓથ આવેલું. ૫ ભાવાર્થ કે એ દૈત્યે મને સપડાવી તો આ રાજાનું મુખ જોવાનો મને પ્રસંગ મળયો.

નારાયણ ઋષિને લોભાવવાને જે અપ્સરાઓ ગઈ હશે તેઓ, આ ઉરૂ[1]માંથી ઉત્પન્ન થયેલી અપ્સરાને જોઈને લજવાઈ જઈ ઝંખવાણ ગઇ હશે એમાં કાંઇ શક નહિ. અથવા મને લાગેછે કે, એ તપસ્વી-નાથી ઉત્પન્ન થઇ નહિ હોય, કેમકે—

( સવૈયા—એકત્રીસા )

ચંદ્રે કાન્તિ[2] નિજની દઇને, નિર્માંવી એ નિર્મલ નાર,
શૃંગારેકરસી રતિ[3], મરૂ[4]એ, આપ્યોં આપથકી અવતાર,
નહિ તો વિષય વિષે નહિ પ્રીતિ, એવા જડ જુના ઋષિ રાય
એથી આવું રૂપ મનોહર, કેમ કરીને સૂજી શકાય ? ૯

**ઉર્વશી.**

સખી, ચિત્રલેખા ! આપણી સખિયોનો સાથ ક્યાં છે વારૂ ?

**ચિત્રલેખા.**

અભયદાન દેનાર આ મહારાજને ખબર છે.

**રાજા.**

[ ઉર્વશીને જોઇને.

તારી સખિયો બહુજ દુઃખમાં પડી છે. જો તું,—

( ભુજંગી )

સુતન્વી[5] ! તને કો, જુવે એક વેળા,
પછી તું વિના તે, બને ખૂબ ઘેલા;
સુમિત્રાઇ ગાઢી, થયેલી સખીની
પછી શી રહી વાત બાકી, દુખીની ! ૧૦

**ઉર્વશી.**

[ મનમાં.

---

[1] જાંઘ. [2] તેજ. [3] કામદેવ. [4] વસંતઋતુની શોભા. [5] સરસ શરીરવાળી.

અરે, તારાં વચન અમૃત જેવાં છે, અથવા ચંદ્રમાં અમૃત હોય એમાં શું આશ્ચર્ય ! (પ્રકાશ) માટેજ મારૂં હૃદય અધીરૂં થઈ ગયું છે.

**રાજા.**

[ હાથ વતે દેખાડીને.

( ગીતિ. )

હે વરતનુ ! તુજ મુખને, સંખિયો તુજ હેમકૂટ રહી ન્યાળે
જ્યમ ઉત્સુક આંખ્યોથી, લોક ગ્રહણમુક્ત ચંદ્રને ભાળે. ૧૧

[ ઉર્વશી આતુરતાથી જુવે છે.

**ચિત્રલેખા.**

સખી ! મારા સામું કેમ જોઈ રહીછે ?

**ઉર્વશી.**

સુખ દુઃખમાં ભાગ લેનારને હું જોઉછું.

**ચિત્રલેખા.**

[ જરાક હશીને.

અયિ સખી ! તે કોણ ?

**ઉર્વશી.**

પ્રિયજન જ તો.

**રાજા*.**

સૂત ! આ પર્વતના શિખર ઉપર રથ ઉતાર.

**સૂત.**

જેવી આયુષ્માનની આજ્ઞા.

[ એમ કહી, તે પ્રમાણે કરેછે.

---

૧ ચંદ્રથી ઉત્પન્ન થયેલો છે માટે. ૨ જુવે. ૩ આતુર. ૪ ગ્રહણથી મુકાયલા.
* પ્રવેશ જુદેજુદા પડે એટલા માટે આ ઠેકાણે થોડુંક કથન, તળે ઉપર કર્યું છે.

[ ઉર્વશી રથનો આચકો લાગ્યો હોય એમ બતાવેછે, અને ત્રાસ પામીને રાજાનો આશ્રય કરેછે.

**રાજા.**

[ મનમાં.

અહોહો, મારો વિષયાવતાર* સફલ થયો.

( ગીતિ. )

દીર્ઘાક્ષીના[1] તન[2]નો રથ ખળભળવે સ્પર્શ થતાં વાર
રોમાંચિત[3] કરી કામે અંકુરિત[4] કર્યું અંગ સર્વ ઠાર. ૧૨

**ઉર્વશી.**

[ લાજીને.

સખી! જરાક આઘી ખશ.

**ચિત્રલેખા.**

મારાથી તો ખસાય એમ નથી.

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ હેમકૂટ શિખર.

**રંભા, મેનકા, સહજન્યા, રાજા, સૂત, ઉર્વશી, અને ચિત્રલેખા,**

**રંભા.**

[ હર્ષથી જોઈને.

સખી! આપણી ઉર્વશીને લઈને, ચિત્રલેખાસહિત, રાજર્ષિ આવેછે, તે જાણે વિશાખા નક્ષત્રસહિત ચંદ્રમા આવતો હોય એમ જણાયછે.

**મેનકા.**

[ ન્યાળીને જોઈને.

---

* વિષય + અવનાર = વિષયની ઉત્પત્તિ સફળ થઈ, અથવા વિષય એટલે આ પ્રદેશ ઉપર ઉતરવું સફળ થયું. [1] જેની વિશાળ આંખ્યો છે એવી. [2] શરીર. [3] રૂવાં ઉભાં કરીને. [4] અંકુર આણ્યા અથવા ફળવાન ( સાફલ્ય ) કર્યું.

સખી ! બન્ને વાનાં ઠીક થયાં દેખાયછે, એક તો આપણી સખી પાછી આણી, અને બીજું એ કે રાજર્ષિના શરીરને કાંઈ વિઘ્ન થયેલું જણાતું નથી.

સહજન્યા.

સખી ! તું તો કેહેતી હતી કની, કે દાનવ જિતાય નહિ એવા છે ?

રંભા.

ચાલો, આવું આપણું પ્રિય કરનાર રાજાનો આપણે આદર સત્કાર કરિયે.

રાજા.

સૂત ! રથ ઉભો રાખ, ત્યાં સુધી કે જ્યાં સુધી—

( ગીતિ. )

આ આતુર સુભ્રૂ[1] જઇ, સમાન આતુર સખિયોશું શોભે;
વાસવે[2]ની શુભ શોભા, વેલવિષે ત્યમ જઈ કરી ચોભે. ૧૩

[ સૂત કહ્યા પ્રમાણે રથ ઉભો રાખેછે.

અપ્સરાઓ.

મહારાજ ! આપ જય મેળવીને આવ્યા તે બહુ સારૂં થયું.

રાજા.

સખીસમાગમ થવાથી તમારે પણ બહુ સારૂં થયું.

ઉર્વશી.

[ ચિત્રલેખાનો હાથ ઝાલીને રથમાંથી નીચે ઉતરીને.

હે સખિયો ! મને ખૂબ બાઝીને ભેટો; કેમકે મારી સખિઓને હું ફ-રીથી જોઇશ એવી મને આશા નહતી.

[ સખિયો ભેટેછે.

---

[1] જેનાં સરસ ભ્રમર છે એવી. [2] વસંત ઋતુ.

મેનકા.

[ પ્રાર્થના પૂર્વક.

સર્વથા મહારાજ પૃથ્વીનું પાલણ કરો.

સૂત.

આયુષ્માન્! રથની ધજાના મ્હોટા વાંસથી જણાય છે કે,

( ગીતિ. )

ગગનમાર્ગથી કો' આ, તપ્તહેમના[1] બાજુ સહિત હાથે,
શિલા શિખરપર[2] ઉતરે, જ્યમ ઉતરે મેઘ[3] વીજળી સાથે. ૧૪

અપ્સરાઓ.

અરે આશ્ચર્યની વાત, આ તો ચિત્રરથ.

ચિત્રરથ.

[ પ્રવેશ કરીને; રાજાની પાસે જઈ.

મહારાજ! મહાઉપકાર કરવાનો જે આપનો પરાક્રમનો મહિમા તેથી કરીને આપ વૃદ્ધિ પામોછો.

રાજા.

અહો, આ તો ગંધર્વરાજ, (રથમાંથી ઊતરીને) હે પ્રિયમિત્ર, તમે ભલે પધાર્યા.

[ અન્યો અન્ય હસ્તાલિંગન કરેછે.

ચિત્રરથ.

મિત્ર! કેશી દાનવે ઉર્વશીનું હરણ કર્યું છે એવું સાંભળીને એને પાછી આણવા સારૂં ઈન્દ્રે ગંધર્વસેના[4] તૈયાર કરાવી, એટલામાં વિમાનચારિયો[5] પાસેથી.

( દુહો. )

યશવંતો છે અહિશુણી, આવ્યો પાસે આજ;
લઈ ઉર્વશી પધારિયે, ઈંદ્ર ભેટને કાજ. ૧૫

[1] તપાવેલું સોનું. [2] પર્વત. [3] વર્ષાદ. [4] ગંધર્વ લોકોનું લશ્કર. [5] વિમાનમાં બેશીને જવર અવર કરનારા.

આપે ખરે ઈંદ્રને બહુજ ગમતું કર્યું; જુવો.

(અનુષ્ટુપ.)

પૂર્વે નારાયણે એને, ઈંદ્રને અર્પણ કરી
દૈત્યો થકી પડાવીને, અર્પિ તેં મિત્રને ફરી. ૧૬

રાજા.

મિત્ર! એમ કાંઈ નહિ.

(માલિની.)

અરિપર[1] જય પામે, ઈંદ્રના પક્ષકારી,
સઉ બળ મહિમા તે, ઈંદ્રનો જાણ ભારી;
પૃથવિધરે[2] ગુફાની, સિંહની ગર્જનાથી,
ભયભિત થઈ નાસે, રાનના સર્વ હાથી. ૧૭

ચિત્રરથ.

આપને એમજ બોલવું ઘટે; કેમકે વિનય[3] છે તે પરાક્રમનું ભુષણછે.

રાજા.

મિત્ર! ઈંદ્રનાં દર્શન કરવાનો આ અવસર નથી; માટે તમે આ ઉર્વશી ને ઈંદ્રની પાસે પોહોંચાડો.

ચિત્રરથ.

જેવી મહારાજની ઈચ્છા; આ રસ્તે, આ રસ્તે અપસરાઓ.

[ એ પ્રમાણે સર્વ જાયછે.

ઉર્વશી.

[ સખીને હળવે રહીને.

સખી ચિત્રલેખા! ઉપકાર કરનાર રાજર્ષિની આજ્ઞા લેવાને હું શક્તિવાન નથી માટે તું મારી વતી કેહે.

ચિત્રલેખા.

[ રાજાપાસે જઈને.

મહારાજ! ઉર્વશી વિનતિ કરેછે કે, "મને જવાની આજ્ઞા હોય તો હું મહારાજની પ્રિયાકીર્ત્તિ સ્વર્ગમાં લઈ જવાને ઈચ્છુંછું.[4]"

---

[1] દુશ્મન, શત્રુ. [2] પર્વત. [3] નમ્રતા. [4] ભાવાર્થ-હું સ્વર્ગમાં જઈશ તે આપની કીર્ત્તિજ ગઈ, કેમકે આપે પરાક્રમ કર્યું હોત નહિ તો હું સ્વર્ગમાં પાછી ક્યાંથી જાત.

રાજા,

ફરી દર્શન દેવાને જઈ આવો.

[ સર્વ અપ્સરાઓ ગંધર્વ સહિત અંતરિક્ષ જાયછે.

ઉર્વશી.

[ ઉડતાં કાંઈ અડચણ થઈ હોય એમ બતાવીને.

આશ્ચર્ય ! મારો એકાવળ વૈજયન્તિકા હાર, વેલની ડાખળીમાં ભરાયો.

[ એવું બાહાનું કરીને રાજાને જુવેછે.

સખી, ચિત્રલેખા ! છોડાવ મારો હાર.

ચિત્રલેખા.

[ જોઈને હસતે મુખે.

વાહ ! ખૂબ ગુંથાઓ દેખાયછે ! મારાથી છોડાવી શકાવાય એમ નથી.

ઉર્વશી.

મશ્કરી કરવી જવા દે, છોડાવ એને.

ચિત્રલેખા.

આંહ, મારાથી છૂટે એમ લાગતું નથી. તોપણ છૂટે તો તપાશી જોઉં.

ઉર્વશી.

[ હસીને.

પ્રિય સખી ! આ તારાં વચન તું સંભારી રાખજે.

રાજા.

( વસંત તિલકા. )

હે વેલ ! તેં પ્રિય કર્યું બહુ માર ભારી,
એના રૂડા ગમન[1]માં ક્ષણ વિઘ્ન[2] પાડી;
રાખી અરાલનયના જતી[3], હાર ઝાલી,
વાંકી વળી નિરખતી ફરી મેં નિહાળી. ૧૮

---

[1] ચાલવું, જવું. [2] હરકત. [3] ભ્રમરજેવી આંખવાળી.

[ ચિત્રલેખા છોડાવેછે, ઉર્વશી રાજાને જોઈને, નિશ્વાસ નાખી, પોતાની સખીજનોને ઉડતી જુવેછે.

સૂત.

આયુષ્મન્!

( ગીતિ. )

ઈન્દ્રતણા અપરાધી—અસુરોને દધિમાં[1] પટકી દઈને,
સર્પ સરે જ્યમ દરમાં, ત્યમ તૂંણુંમાં[2] વાયુઅસ્ત્ર[3] સરચું જઈને. ૧૯

રાજા.

તું રથ જોડ એટલે હું બેસું. [ સૂત તેમ કરેછે, અને રાજા રથમાં બેસેછે.

ઉર્વશી. [ આતુરતાથી રાજા ભણી જોઈને.

હું આ મારા ઉપર ઉપકાર કરનાર રાજાને ફરીથી જોઇશ વારૂં ! [ એ પ્રમાણે સખિયો તથા ગંધર્વ સહિત જાયછે.

રાજા.

[ ઉર્વશીના માર્ગ સામું જોઈને.

અહો, મદન[4] છે તે દુર્લભ[5] પદાર્થની ઇચ્છા કરનાર છે.

( હરિગીત. )

મુજઅંગ ભેદી અપ્સરા મન માહરૂં ખેંચી લઇ
નિજ પિતાના વચલા[+] પ્રદેશની માંહએ ઉડી ગઈ;
જ્યમ રાજહંસી કમળકેરા નાળને ભેદી કરી
લઈ ખેંચી તંતૂ માંહલો તે ઉડે બહુ ધારણ ધરી.૨૦

( સર્વ જાયછે. )

## પ્રથમ અંક સમાપ્ત.

---

[1] દરિયો. [2] ભાથો. [3] એક જાતનું ફેંકવાનું હથિયાર. [4] કામ. [5] મળવા કઠણ.
+ પોતાનો પિતા જે નારાયણ તેનો વચલો પ્રદેશ આકાશ, કેમકે આકાશનો બીજો શબ્દ વિષ્ણુપદ, છે.

# विक्रमोर्वशी त्रोटक.

## અંક. ૨.

---

પાત્ર.

વિદૂષક અ૦ માણવક......રાજાનો મશ્કરો.

નિપુણિકા અ૦ ચેટી......રાણીની દાસી.

પુરૂરવ ................ રાજા.

ચિત્રલેખા...............એક અપ્સરા, ઉર્વશીની સખી.

ઉર્વશી ...............રાજાની પ્રિયા, અપ્સરા.

કાશીરાજ પુત્રી........... રાજાનીરાણી,—દેવી.

વૈતાલિક ............... રાજાનો ચોપદાર.

સ્થળ, રાજમહાલય.

# સૂચન.

રાજાએ પોતાના પ્રેમની વાત માણવક વિદૂષકને જણાવીછે, તેનાથી કોઇને વાત કહી દેવાય નહિ એટલા માટે તે એકાન્ત દેવળમાં જઈ બેસે-છે. રાણીને રાજાએ ઉર્વશીના નામથી બોલાવીછે તેથી રાણીના સમજવા-માં ભેદ આવી ગયોછે, માટે વિદૂષક પાસેથી વાતનો ભેદ સમજી લેવાને પોતાની દાસીને મોકલેછે. દાસી ભેદ પામી જઇને રાણીપાસે જાયછે. પછી રાજા પોતાની અવકાશની વેળામાં, ઉત્કંઠા ભર્યો, વિદૂષકની સાથે, પ્રમદવનમાં વિશ્રાન્તી પામવા જાયછે, પણ ઉર્વશીના વિરહે કરીને તેને ચેન પડતું નથી. તે અને તેનો મિત્ર, ઉર્વશી સંબંધીનીજ વાતો કરેછે. તેવામાં ઉર્વશી પણ પોતાની સખી ચિત્રલેખાને લઇને સ્વર્ગમાંથી ત્યાં આવેછે અને અદૃશ્ય રહીને તેની વાતો સાંભળેછે; રાજાનો અતિ પ્રેમ જોઈ, એક પ્રેમપત્રિકા ભોજપત્ર ઉપર લખીને, તેના હાથમાં જાય એમ, ઉર્વશી નાખેછે. તે રાજાના હાથમાં જાયછે, એટલે વાંચેછે. પછી ઉ-ર્વશી, પેહેલી ચિત્રલેખાને દૃશ્યરૂપે રાજાપાસે મોકલેછે. પછી ચિત્રલેખા રાજાની કામદૂતિ થઇને ઉર્વશીને તેની પાસે લઈ જાયછે. થોડીવાર પ-છી તરતજ ઇન્દ્રની સભામાં ભરત મુનિનો રચેલો લક્ષ્મિસ્વયંવરનો ખેલ કરવાને, દેવદૂત, બન્ને અપ્સરાઓને તેડવા આવેછે. તેથી તેઓ જાયછે. પછી વિદૂષકના હાથમાંથી ઉડી ગયેલી પ્રેમપત્રિકા બન્ને ખોળવા મંડી જાયછે. તેવામાં રાણી પોતાનો સાથ લઇને ત્યાં આવી પોહોંચેછે, તેના ભણી ભોજપત્ર ઉડતું ઉડતું જાયછે ને ઉર્વશીની પ્રેમપત્રિકા તેના વાંચ-વામાં આવેછે. તે લઈ, પણે ખોલ ચાલ્યો છે તે જગ્યાએ એકાએક જા-યછે તેથી રાજા ગભરાયછે. તેનો અને રાણીનો વાકવિનોદ થતાં રાણી રીસાવીને જતી રેહેછે, અને બપોર થઈ જવાથી જમવાનો સમય થયો તેથી રાજા અને તેનો મિત્ર વિદૂષક પણ જાયછે.

---

# અંક બીજો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ, રાજમહાલયની ઉદ્યાન[1].

### વિદૂષક અને ચેટી.

### વિદૂષક.

[ સંભ્રમ સહિત

અહો, હું નિમંત્રણિક[2]! જેમ દૂધપાક જોઇને મારી જીભ સળવળે તેમ માણસની આટલી બધી ગર્દી જોઈને રાજાની છાની વાત કહી દેવાને મારી જીભ સળવળી રહી છે, માટે રાજા જ્યાં સુધી ધર્માસન[3] ઉપર બિરાજમાન રેહે ત્યાં સુધી હું મારી મેળે આ ઓછા અવર જવર વાળા દેવાલયમાં ચડી બેસું. [ જઈને મુખ ઊપર હાથ ઢાંકીને બેસેછે.

( પછી ચેટી પ્રવેશ કરેછે. )

### ચેટી. [ મનમાં

કાશિરાજપુત્રી જે દેવી, તમણે મને આગ્ના કરી છે કે, " સખી નિપુણિકે! મહારાજ જે દિવસથી સૂર્યોપસ્થાન[4] કરીને આવ્યા છે તે દિવસથી હૈયાસૂના જેવા દેખાય છે, અને એમના ઉચાટનું કારણ આર્ય માણવક જાણતો હશે માટે યુક્તિથી એની પાસેથી વાત કાહાડી લાવ. " હું તે હવે એ બ્રહ્મબંધુને કેવા પ્રકારે વિનવું! અથવા મને એમ લાગેછે કે, તૃણના ઉપર ઝાકળનું પાણી રહીશકતું નથી તેમ રાજાની છાની વાત ઝાઝીવાર એના પેટમાં ટકે એમ નથી માટે એને જઈને શોધી કાહાડું. ( આગળ જઈને તેને જોઈને ) અરે આતો નવાઈની વાત; ચિત્રમાં કાહાડેલા વાનરની પેઠે આર્ય માણવક લપાઈ રહીને કાંઈ કાંઈ પણ વિચાર કરતો પેલો બેઠો. ચાલ હું એની પાસે જાઉં. ( જઈને ) આર્ય! હું વંદન કરૂંછું.

---

[1] ઘરની પાસેની નજરબાગ. [2] જેને ઘણાજણ બોલાવે અને પૂછતા આવે એવો. [3] ઇનસાફ કરવાનું ઠેકાણું. [4] સૂર્ય પાસે જઇ આવવું. [5] તંખલું.

### વિદૂષક.

કલ્યાણમસ્તુ. ( મનમાં ) અરે, આ દુષ્ટ ચેટીને જોઈને, રાજાની છાની વાત મારૂં હૃદય ફોડીને બાહાર નીકળવાનું કરેછે. અહો, નિપુણિકે ! તું સંગીત વ્યાપારે[1] છોડી દઈને ક્યાં ભટકવા નીકળી પડીછે.

[ જરાક મુખ ઢાંકીને, ચાસન.

### ચેટી.

દેવીની આગ્યા ઉપરથી આપને જ શોધવાને.

### વિદૂષક.

રાણી સાહેબની શી આગ્યા છે !

### ચેટી.

દેવી કેહેછે કે, આર્ય માણવક એવડો નમેહેરો કેમ થઇ ગયો છે જે હું દુઃખ પામુંછું તોપણ તે મારી ખબર પૂછવાને પણ આવ્યો નથી.

### વિદૂષક.

હે નિપુણિકે ! મારા પ્રિયમિત્રે કાંઇ પણ આકું આચરણ કર્યું છે કે શું !

### ચેટી.

જે સ્ત્રીને માટે મહારાજને ઉત્સુકતા થઈછે તે સ્ત્રીનું નામ દઈને તમણે દેવીને બોલાવ્યાં.*

### વિદૂષક.

[ મનમાં.

શું ત્યારે મારા મિત્રે પોતેજ વાત ફોડી, જ્યારે એણે ફોડી ત્યારે હું

---

[1] ગાવા બજાવાનું કામ.

* શાકુન્તલ નાટકના ૧૩૭ મા શ્લોકના ઉત્તરાર્ધમાં પણ અંતઃપુરની સ્ત્રિયોને દુષ્યંત રાજા પોતાની પ્રિય શકુન્તલાના નામથી બોલાવી પછી લજવાય છે તેવિષેનું સૂચન છે.

બ્રાહ્મણ ભાઇ જીભ કેમ ઝાલી શકું ! ( આસન ) આંહ, ઉર્વશી અપ્સરા નું નામ દીધું હશે, નહિ વારૂ ! અરે એનાં દર્શણ જ્યારથી એ ભાઈને થયાં છે, ત્યારથી જે ઉન્માદ થયો છે તેથી રાણી સાહેબને દુઃખ દેછે એટલુંજ નથી પણ મારી બ્રાહ્મણની પછવાડે ખતરવટ થઈ લાગ્યો છે, ને અને અન્નપાણીની આખડી લેવરાવીને પીડેછે.

### ચેટી.

[ મનમાં.

મહારાજની છાની વાતનો કિલ્લો ભેદાયો તેથી આપણું કામ થયું, માટે હવે જઈને દેવીને સર્વ વાત નિવેદન કરી દઉં. ( જવા માંડેછે. )

### વિદૂષક.

નિપુણિકે ! કાશિરાજપુત્રીને મારી વતી કેહેજે કે, " એ તો એના પ્રિયમિત્રનું મન એની મૃગતૃષ્ણા ઉપરથી પાછું વળાવાનો યત્ન કરીને થાક્યો; હવે કદાપિ જો તમારૂં મુખકમળ જુવે ને ઠેકાણે આવે તો આવે. "

### ચેટી.

જેવી આપની આજ્ઞા. ( એમ કહી, જાયછે. )

### વૈતાલિક.

[ નેપથ્યમાં.

મહારાજ, જય થાઓ, જય થાઓ.

( મનહર. )

અંધારૂં હાંકી મુક્યું છે, લોકાંત પર્વત લગી
પ્રજા કેરો પૂરેપૂરો તું જિવન હાર છે;
તારો ને સવિતા કેરો, અમારા મતની માંહ
સમાન ઉદ્યોગ અને વળી અધિકાર છે;

---

૧ મૃગ જેમ ઝાંઝવાનું પાણી ખરૂં જાણીને વલખાં મારેછે તેમ ઉર્વશી રાજાને ' મૃગતૃષ્ણા ' જેવી થઈ પડીછે. એક કલ્પેલો પર્વત, જેનો અંતરાય નડવાથી સૂર્યનું અજવાળુ પડતું બંધ પડેછે એવી પુરાણમાં કલ્પનાછે. ૩સૂર્ય.

આકાશને મધ્ય ભાગે નક્ષત્રનો અધિપતિ[1]
એક ક્ષણવાર ઉભો રહી થાક ખાયછે
અહો દેવ ! તુંય પણ, દિવસને છઠ્ઠે કાળે*
કામ કાજ છોડી દઈ, પછી છૂટો થાયછે. ૨૧

વિદૂષક.

[ કાન દઈને.

મારો પ્રિયમિત્ર ધર્માસન ઉપરથી ઉઠીને અહિ આવેછે, માટે હું તેનો જોડિયો થવા જાઉં.

[ જાયછે.

---

## પ્રવેશ. ૨ જો.

### ઉત્કંઠિત રાજા તથા વિદૂષક.

રાજા.

( ગીતિ. )

દર્શન કરતાં કામે, ભેદ અચુક શરે[2] થકી કરી દીધો
પછી પરિયે તે પંથે,[3] પ્રવેશ તેમાં ઝટ લઈને કીધો. ૨૨

વિદૂષક.

ખરેખાત, રાણી સાહેબને એજ પીડા થઈ છે.

રાજા.

[ ન્યાળીને જોઈને.

છાની વાતનો ભેદ તેંજ ફોડ્યો દેખાયછે.

---

[1] સૂર્ય.
* રાજનીતિમાં રાજાને કામકાજ કરવાની કાળની વેહેંચણી કરેલી છે, તેમાં છઠ્ઠો કાળ, અવકાશનો ઠરાવેલો છે.
[2] બાણ, તીર. [3] રસ્તો.

વિદૂષક.

[ મનમાં.

દાસીપુત્રી નિપુણિકાએ મને ઠગ્યો; નહિકર મારો મિત્ર મને આમ શું કરવાને પૂછે ?

રાજા.

તું છાનો માનો કેમ બેશી રહ્યો છે ?

વિદૂષક.

અરે, મારી જીભ એવી સાંકળી રાખી છે કે, મહારાજને પણ ઉત્તર આપવાને તે ઉપડી શકતી નથી.

રાજા.

ત્યારે તો બહુ સારૂં; પણ હવે હું ગંમત પામવાનો ઉપાય શો કરૂં ?

વિદૂષક.

અહો મહારાજ ! ચાલો આપણ ભોજનશાળામાં જઈયે.

રાજા.

ત્યાં શું છે ?

વિદૂષક.

ત્યાં પાંચે પ્રકારનાં પકવાન, મોદક, સાકરનું પીઠું ઈત્યાદિ ભાત ભાતના ભોજન વડે આપની ઉત્કંઠા શાન્ત થશે.

રાજા.

ત્યાં તો તને તારી ઈચ્છા પ્રમાણે મળશે તેથી તારૂં મન રીઝશે; પણ મેં દુર્લભ વસ્તુની મનમાં ઈચ્છા કરી છે તેથી મને ક્યાંથી સુખ થશે ?

વિદૂષક.

મને લાગેછે કે, ઉર્વશીની નજરે આપ પડ્યાછો.

---

[1] રસોડું. [2] લાડું.

રાજા.

તેથી શું !

વિદૂષક.

જો એમ હોય તો તે દુર્લભ મને લાગતી નથી.

રાજા.

આ લોકમાં એના રૂપની બરાબરી કરી શકનાર કોઈ નથી.

વિદૂષક.

આપનું બોલવું મને ઘણું આશ્ચર્યકારક લાગેછે; ઉર્વશીના રૂપની બીજા કોઈનાથી બરાબરી કરી શકાય નહિ એમાં તે તમે એના રૂપનાં શાં વખાણ કર્યાં ! જુવોને મારા રૂપની પણ કોઈનાથી બરાબરી થાય એમ નથી.

રાજા.

મેં તેના એકેએક અવયવનું વર્ણન તારા આગળ નથી કર્યું; માટે હું સંક્ષેપમાં કહુંછું તે સાંભળ.

વિદૂષક.

અહો મહારાજ ! હું એકચિત્તથી સાંભળુંછું.

રાજા

મિત્ર !

( ત્રોટક. )

શણગાર તણો શણગાર થતાં
ખરૂં ભૂષણ ભૂષણનું બનતાં
કહુ મિત્ર ! શી વાત શરીર તણી
[1]ઉપમાન તણી ઉપમાન બની. ૨૩

વિદૂષક.

મૃગતૃષ્ણા રસાભિલાશી ચાતકની પેઠે, [2]દિવ્ય રસાભિલાશી એવા જે તમે, તે તમે પણ બહુ સારા રૂપની ધારણા કરી રાખી છે !

---

[1] ઉપમા આપવાની વસ્તું. [2] દેવતાઈ પદાર્થના રસની ઇચ્છા કરનાર.

રાજા.

મિત્ર ! નાનાપ્રકારના શીતળ ઉપાય વિના બીજા કશાથી મને સુખ થશે નહિ; માટે તું મને પ્રમદવનમાં લઈ જા.

વિદૂષક.

અહિથી કિયે રસ્તે જવું ! આ રસ્તે. ( એમ કહી જાયછે. ) મહારાજ પ્રમદવનની આ જગ્યા. જુવોની દક્ષિણ વાયુ વગર બોલાવ્યો આવકાર દેવાને આવી પોહોંચ્યો.

રાજા.

આ વાયુને તેં યોગ્ય વિશેષણ આપ્યું. એ પણ,—

( ગીતિ. )

વસંતશોભા શિંચતો, કુન્દલતાને[1] રમાડતો નાસે;
સ્નેહ અને દાક્ષિણ્યથી,[2] કામી જેવો મુજ મનમાં ભાસે. ૨૪

વિદૂષક.

એના જેવોજ આપના મનનો આગ્રહ હજો. હવણાં તો મહારાજ ! આ પ્રમદવનમાં પ્રવેશ કરિયે.

રાજા.

મિત્ર ! તું આગળ ચાલ.

[ બંને જણ પ્રવેશ કરેછે.

રાજા.

[ ત્રાસ પામીને.

અરે મિત્ર ! મને લાગતું હતું કે પ્રમદવનમાં આવવાથી મારા મનને શાન્તિ વળશે; પણ આ તો એથી ઉલટું થયું.

---

[1] એક જાતની વેલ. [2] ચતુરાઈ, ડાહાપણ.

( ગીતિ. )

આવ્યો આ ઉપવનમાં, પણ ઉપવનથી ન ચેન કાંઇ પડે,
જ્યમ જળમાંહ તણાના જનને પ્રતીપતરણું મહાન નડે. ૨૫

વિદૂષક.

એમ કેમ ?

રાજા.

( છપ્પય. )

મળવી મહા કઠિણ, એવીઁ વસ્તુને કાજે;
મુજ મન ઝૂરે ઘણું, શકું સમજાવીઁ ન આજે;
તેને પ્રથમજ થકી, કર્યું છે ક્ષિણ બહુ કામે;
તો પછીઁ આંબા ઝાડ ઉભાં આ ઉપવન ઠામે;
તેઓના સૂકા ફાલને મલય વાયરે ગેરવ્યો;
અંકુર દર્શાવ્યા ત્યારપછીઁ જાય કામ ક્યમ જેરવ્યો.૨૬

વિદૂષક.

મહારાજ ! હવે વધારે શોક કરશો નહિ; થોડી વારમાં પ્રિયવસ્તુ મેળવી આપવામાં કામદેવ પોતેજ આપને સહાય થશે.

રાજા.

બ્રાહ્મણનું વચન હું માથે ચડાવુંછું.

[ બંને આમ તેમ ફરેછે.

વિદૂષક.

મહારાજ ! જુવો, જુવો, વસંત ઋતુ પ્રકટ થયો એવું બતાવનારી આ પ્રમદવનની સુંદરતા જુવો.

રાજા.

હા, તે હું ડગલે ડગલે જોઉંછું. અહિયાં પણ,—

---

[૩] સામી તરી આવતી વસ્ત.

(મનહર.)

અગ્રભાગે કુરૂબકે પુષ્પ સ્ત્રીના નખ જેવાં,
પાટેલ વર્ણીને શ્યામે બે ભાગે શોભાયછે;
રંગ આવવા તૈયાર રહેલાં અશોક ફૂલ
કળી ફૂટી ફૂલ થવા તૈયાર દેખાયછે;
આંબાની મંજરી નવી કાંઈ કણ બંધાવાથી
પીળચટ્ટી અગ્રભાગે જરા તે જણાયછે;
હે મિત્ર! મધુની શોભા મુગ્ધાપણું મૂકતી કે
યૌવનપણાનો વેશ ધરતી ધરાયછે. ૨૭

વિદૂષક.

અહો મહારાજ! આ કૃષ્ણમણિ શિલા પટ્ટ વાળા માધવી લતાના મંડપમાં ભ્રમર સમુદાયના પગવતે ખરી પડતા ફૂલના સાધનથી મંડપ આપને વધાવેછે માટે એ મંડપમાં બિરાજીને મહારાજ એના ઉપર કૃપા કરો.

રાજા.

ભાઈ! જેવી તારી ઈચ્છા.

[ એમ કહી પ્રવેશ કરેછે.

વિદૂષક.

અહિયાં બેશીને મહારાજ! લલિત લતાનું પ્રેમયુક્ત અવલોકન કરીને ઉર્વશીને માટે થયેલો ઉચ્ચાટ વિસારી દો.

રાજા.

(ગીતિ.)

[ નિશ્વાસ નાંખીને.

એ અંગનો નિરખતાં, મોહિત થયલાં નયને ન ધિરજ ધરે;

૧ એક જાતનું ફૂલ. ૨ ગુલાબી. ૩ કાળાં. ૪ વસંત ઋતુ. ૫ જોબન આવવાનો પ્રારંભ થતી અવસ્થા જેમાં કાંઈ અજ્ઞાન પણું અને શરમ રહેલી છે તે. ૬ સુંદર ૭ સ્ત્રી. ૮ આંખ્યો.

પુષ્પિત રમ્ય વિટપેની, ઉપવન વેલી પણ નવ અસર કરે. ૨૮

માટે ભાઈ કાંઈ ઉપાય શોધી કાહાડ.

**વિદૂષક.**

[ વિચાર કરેછે.

હું ઉપાય શોધી કાહાડુંછું; પણ મહારાજ તમે રડી ઉઠીને વચ્ચે ભંગાણ પડાવશો નહિ. ( પોતાના મનમાં ) હા, હા, મને એક ઉપાય સૂઝ્યો.

**રાજા.**

[ ચોપાયા અથવા મરાઠી ચાલની સાખી. ]

પૂર્ણ ચંદ્રના જેવા મુખની, મળવાને નહિ સે' લી,
એમ છતાં કયમ અંગ વિષે આ, અનંગચેષ્ટા રેલી,
પણ આનંદની ઊઠી રહીછે, મારા મનમાં હેલી
માટે ઈચ્છિત વસ્તુ મુજને, પ્રાપ્ત થશે બહુ વે' લી. ૨૯

[ એ પ્રમાણે મદન ઊત્સુક થઈ બેસેછે.

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ, આકાશ.**

**ઉર્વશી તથા ચિત્રલેખા.**

**ચિત્રલેખા.**

સખી ઉર્વશી ! કાંઈ કારણ કહ્યા કય્યા વિના ક્યાં ચાલી !

**ઉર્વશી.**

[ મદન વેદના બતાવીને, લજ્જા સહિત.

સખિ, હેમકૂટશિખર ઉપર મારી વૈજયન્તિકા નામની માળા વેલની શાખા સાથે ગુંથાઈ ગઈ હતી તે છોડાવવાને મેં તને કહ્યું ત્યારે

---

[1] ફૂલવાળી રમણીક ડાળી. [2] કામની અસર. [3] વ્યાપી રહી.

તેં મારૂં ઉપહાસ્ય કરીને કહ્યું કે. "એ તો દૃઢ ગુંથાઇ ગઈ છે તેથી મારાથી છોડાવી શકાશે નહિ" ને હવે તું મારે જવાનું કારણ શું જોઈને પૂછેછે !

ચિત્રલેખા.

ત્યારે શું તું ખરે રાજર્ષિ પુરૂરવ પાસે જવા ચાલી કે !

ઉર્વશી.

હા લાજને વેગળી મૂકીને હું ત્યાંજ ચાલી.

ચિત્રલેખા.

પણ સખિ ! અગાડી કોને મોકલ્યું છે !

ઉર્વશી.

મારા હૃદયને.

ચિત્રલેખા.

તથાપિ, ધીરજ ધરીને થોડીવાર વિચાર કર.

ઉર્વશી.

મદને[1] ખતરવટ થઈ લાગ્યો છે તો પછી ધીરજ કેમ ધરૂં !

ચિત્રલેખા.

ત્યારે તો હવે હું કાંઈ કહી શકતી નથી.

ઉર્વશી.

હે પ્રિય સખી, ત્યારે તો તું મને માર્ગ બતાવ, કે જેથી કરીને ત્યાં જતાં વચ્ચે કાંઇ બાધ નડે નહિ.

ચિત્રલેખા.

વિશ્વાસ રાખ, ભગવત બૃહસ્પતિએ અપરાજિત નામે શિખાબંધ વિદ્યા આપણને શીખવી છે, તેથી કોઈ દૈત્યનાથી આપણને બાધ થાય એમ નથી.

---

[1] કામદેવ.

ઉર્વશી.

સખિ, મારૂં હ્રદય એ સર્વ વાત જાણેછે, પણ અતિ ભયથી મનનો નિશ્ચય રેહેતો નથી.

[ બંન્ને ભ્રમણ કરેછે.

ચિત્રલેખા.

સખિ ! જો, જો, ભગવતી ભાગીરથી, યમુનાના સંગમના પવિત્ર પાણીમાં, આખા પ્રતિષ્ટાન નગરનું મુકુટમણી સરખું રાજર્ષિનું ભવને[1] પોતાનું રૂપ જુવેછે ત્યાં આગળ આપણે આવ્યાં.

ઉર્વશી.

[ આતુરતાથી જોઈને.

મને તો લાગેછે કે સ્વર્ગ આપોઆપ ઉતરીને અહિ આવ્યું છે. વારૂં સખિ, દુખિયાનો બેલી રાજા ક્યાં હશે ?

ચિત્રલેખા.

સખિ ! ઈન્દ્રના નંદનવન સરખા પ્રમદવનની એક બાજુએ આપણ ઉતરિયે. ત્યાંથી બધોય પત્તો લાગશે.

[ બન્ને જણી ઊતરેછે.

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ, પ્રમદવન,

### ચિત્રલેખા, ઉર્વશી, રાજા, અને વિદૂષક.

ચિત્રલેખા.

સખિ ! પેલો પ્રથમ ઉદય પામતો ભગવાન્ ચંદ્ર તુજરૂપી ચાંદરણી-ની અપેક્ષા[2] કરેછે.

---

[1] મેહેલ. [2] આતુરતાથી આશા રાખવી, વાટ જોવી.

ઉર્વશી.

હે સખિ ! પ્રથમ કરતાં પણ હવણાં મહારાજનું દર્શન મને વિશેષ પ્રિય લાગેછે.

ચિત્રલેખા.

હા, તેમજ છે, પણ ચાલ હવે આપણ તેની પાસે જઈયે.

ઉર્વશી.

ના, ના, એકદમ જવું નહિ; પણ એ એની સંગાથે ફરનાર મિત્રની સાથે શા શા વિચાર કરેછે તે આપણે એની પછવાડે ગુપ્ત રહીને સાંભળિયે.

ચિત્રલેખા.

જેમ તને રુચે તેમ ખરું.

[ બન્ને જણી કહ્યા પ્રમાણે બેસેછે.

વિદૂષક.

અહો, મહારાજ ! દુર્લભ પ્રિયાના સમાગમનો ઉપાય મેં શોધી કાહાડ્યો.

ઉર્વશી.

જેને માટે રાજા આટલું બધું કરેછે ને તે તો મોજ મારતી હશે એવી તે કેઈ ભાગ્યશાલી સ્ત્રી હશે ?

ચિત્રલેખા.

સખિ ! ધ્યાન ધરી જાણી લેવાને વિલંબ શું કરવા કરેછે ?

ઉર્વશી.

મારા સામર્થ્ય વડે એકાએક જાણી લેવાને મને બીક લાગેછે.

વિદૂષક.

મહારાજ ! દુર્લભપ્રિયાના સમાગમનો ઉપાય મેં શોધી કાહાડ્યો છે તે હું કહુંછું.

**રાજા.**

મિત્ર, કેહે.

**વિદૂષક.**

મહારાજ! આપ એક સારી ઊંઘ કાહાડો કે સ્વપ્નમાં આપની પ્રિયાનો સમાગમ થાય; અથવા, ચિત્રપાટી ઉપર ઉર્વશીની તાદૃશ્યે છબી કાહાડો અને પછી તેને જો જો કરીને આત્માને વિનોદે પમાડો.

**ઉર્વશી.**

અરે હૃદય! હવે ધીરજ ધર.

**રાજા.**

અરે ભાઇ, એ બેય ઉપાય કશાય કામના નથી, જો,—

( શાર્દૂલ વિક્રીડિત. )

આ મારા દિલમાંહ કામશર તો, સાલ્યાં કરેછે, ટકી,<br>
સ્વપ્ને મેળવનાર ઊંઘ પછી[1] તો, આવે મને ક્યાં થકી,<br>
મારાં તેમજ નેત્ર અશ્રુ[3] વણનાં, ચોખ્ખાં થઈ ના જશે,<br>
માટે દર્શણ, મિત્ર! ચિત્રપટમાં, પ્યારી તણાં ના થશે,* ૩૦

**ચિત્રલેખા.**

સખિ ઉર્વશી! તેં આ બધું સાંભળ્યું?

---

૧ તેનાસરખા. ૨ આનંદ. ૩ આંસુ વિનાનાં.

* શાકુંતલ નાટકમાં પણ એવોજ વિચાર છે.

प्रजागरा त्त्खिली भूत स्तस्याः स्वप्ने समागमः

बाष्पस्तुन ददात्येनां द्रष्टुं चित्र गता मपि. १५४

દુષ્યંત પોતાના મિત્રને કેહેછે કે પ્રિયા વિરહનું અખંડિત દુઃખ મારે ક્યાં સુધી વેઠવું? "એના વિષેના વિચાર કરતાં ઉજાગરો થાયછે તેથી એનો સ્વપ્નમાં પણ સમાગમ થતો નથી; ને આંખમાં આંસુ આવેછે તે ચિત્રપટમાં પણ એનાં દર્શણ કરવા દેતાં નથી."

ઉર્વશી.

હા; એ બધું મેં સાંભળ્યું, પણ હજી તે મારૂં હૃદય તૃપ્ત થાય એટલું નથી.

વિદૂષક.

મહારાજ ! મારી મતિનું[1] સામર્થ્ય તો એટલુંજ.

રાજા.

[ નિશ્વાસ નાંખીને.

( હરિગીત. )

અતિ કઠિણ મારી વેદના[2] જે, કાંઇ એ નથી જાણતી,
જાણેછ ભાવ પ્રભાવથી પણ મન વિષે નથી આણતી;
તો અફળ નીરસ ભાવ એવા જન સમાગમમાં ધરી,
સુખિયો થજે જા કામ તું એ ઉપર તુજ આશા કરી. ૩૧

ઉર્વશી.

[ સખીને જોઇને.

અરે ! મને ધિઃકાર છે કે મહારાજ મને આવી જાણેછે; જ્યાં સુધી તે મારો પ્રીતિભાવ જાણતો નથી ત્યાં સુધી, તેને દેખા દેવાને મારી હિંમત ચાલતી નથી, માટે મારા સામર્થ્ય[3] વડે ભોજપત્ર ઉત્પન્ન કરીને પ્રેમપત્રિકા લખીને એના હાથમાં જાય એમ નાંખવાને ઈચ્છુંછું.

ચિત્રલેખા.

પ્રિય સખી, મારો પણ એવોજ અભિપ્રાય છે.

ઉર્વશી.

[ પ્રેમપત્રિકા લખીને નાંખેછે.

વિદૂષક.

આશ્ચર્ય, અરે આ શું પડ્યું ! સાપની કાંચળી મને ખાઇ જવાને આવી પડી કે શું !

---

[1] બુદ્ધિ. [2] પીડા, દુઃખ. [3] દેવતાઈ બળવડે સર્વ વાત સમજી જવાની શક્તિ.

રાજા.

[ જોઇને.

આ તો આપની કાંચલી નહોય, ભોજપત્ર ઉપર અક્ષર લખેલા છે.

વિદૂષક.

ખરૂ, ઉર્વશિયે ગુપ્ત રહીને આપનો વિલાપ સાંભળ્યો હશે તેથી પ્રેમપત્રિકા લખીને નાંખી હશે.

રાજા.

દૈવને કશું અશક્ય નથી.

[ લઇને વાંચીને હર્ષ સહિત.

હે, સખે! તારો તર્ક ખરો પડયો.

વિદૂષક.

મહારાજ! એ પ્રેમપત્રિકામાં શું લખ્યું છે તે સાંભળવાને ઈચ્છુંછું.

ઉર્વશી.

[ અદૃશ્ય.

સાબાશ! સાબાશ! આર્ય! તું ચતુર ખરો.

રાજા.

સાંભળ ભાઈ.

[ એમ કહી વાંચેછે.

"હે સ્વામિન! તારો મારા ઉપર પ્રેમ છતાં હુ જાણતી નહિ, તેમજ "મારો તારા ઉપર પ્રેમ છતાં તું જાણતો નથી. મને લલિત પારિજાતકના "પુષ્પની શય્યા[1] ઉપર તારાવિના સુખ થતું નથી, અને તેજ પ્રમાણે "ઈંદ્રના નંદનવનનો મંદ સુગંધ વાયુ મારા શરીરને અગ્નિ સરખો "લાગેછે."

ઉર્વશી.

જોઇયે, હવે તે શું કેહેછે!

---

[1] ખાટલો, પલંગ.

### ચિત્રલેખા.

કમળનાલ સમાન જેનાં અંગ મ્લાન પામી ગયાં છે એવો એ બી-જું શું કેહેવાનો છે.

### વિદૂષક.

મહારાજ ! મારા જેવા ભૂખાળવાને જમવાનું નોતરૂં આવ્યાથી શાન્તિ વળે તેમ આપને પણ ધીરજ ધરવાનું કારણ મળ્યું ખરૂં !

### રાજા.

ધીરજ ધરવાનું કારણ મળ્યું એમ તે શું કેહેછે ? જો તો ખરો,—

( સવૈયા—એકત્રીસા. )

તુલ્ય પ્રીતિનું સૂચવનારૂં, રચ્યું રસિક રચનાથી જેહ,
મૂકી જેમાં પ્રીતિ પ્રિયાએ, એવું એનું પત્રજ એહ;
જોતાં મુજને ભાસે જાણે, મદિર-ઈક્ષણા કેરૂં મુખ,
ખુલ્લી આંખ્યો વાળા મારા, મુખશું મળીને આપે સુખ. ૩૨

### ઉર્વશી.

[ ગુપ્ત.

મારા મનોભાવ એના મનોભાવ [illegible] બરાબર મળતા આવેછે.

### રાજા.

હેમિત્ર ! મારી આંગળિયોના પરશેવાથી આ મારી પ્રિયાની પ્રેમપત્રિકાના અક્ષર ભુસાઈ જાયછે; માટે તું તારા હાથમાં ઝાલી રાખ.

### વિદૂષક.

એથી શું ? ઉર્વશી આપના મનોરથ રૂપી વૃક્ષને મોર આણી બતાવીને હવે ફળ આપતી વેળાએ ટોક્ષે ચઢાવેછે.

---

[1] કરમાઈ જવું. [2] લાલ આંખ્યો વાળી.

ઉર્વશી.

સખી ! પ્રિયતમના મુખ આગળ દેખા દેવા જેટલી મારામાં હિંમત હું આણી શકું એટલીવાર તું દેખા દઇને મારો અનુમત નિવેદન કર.

ચિત્રલેખા.

[ રાજાની પાસે જઇને.

મહારાજનો જય થાઓ, જય થાઓ.

રાજા.

[ અચંબો પામીને, સભ્યતાથી.

તમે ભલે પધાર્યાં ( તેની બાજુએ ઉર્વશીને જોઇ પણ દીઠી નહિ એટલે ) હે ભદ્રે[1] !

( ગીતિ )

તું તુજ સખી વણ મુજને, એકલી આનંદ તો નથી દેતી,
જ્યમ ગંગાવણ યમુના, મળી જોયેલને નથી ગમતી. ૩૩

ચિત્રલેખા.

મહારાજ, પ્રથમ મેઘની હારો દેખાયછે ને વીજળી પછી.

વિદૂષક.

[ મુખ ફેરવીને.

ત્યારે તો આ આવી એ ઉર્વશી ન હોય; એની સખી દેખાયછે.

રાજા.

આ આસન ઉપર બિરાજો.

ચિત્રલેખા.

[ બેસીને.

મહારાજ ! ઉર્વશિયે આપને પ્રણામ કહ્યાછે અને વિનતિ કાહાવીછે.

રાજા.

શી આજ્ઞા કરી છે ?

---

[1] કલ્યાણકારી.

### ચિત્રલેખા.

એણે એવું કાહાવ્યું છે કે, "મહારાજ ! દૈત્યે દુઃખ દીધું ત્યારે આ-
"પ મને સાહાય થયા હતા, તો હવે આપનાં દર્શણ થયાં ત્યારથી મદન
"મને દુઃખ દેવાને મંડી ગયો છે માટે આ વેળાએ પણ મહારાજે મારા
"ઉપર દયા આણી મને સાહાય થવું."

### રાજા.

અયિ સખી !

( શાર્દુલ વિક્રીડિત. )

કે' છે તું પ્રિયદર્શના, તુજ સખી, ઉત્કંઠિતા[1] છે અતિ,
( પણ ) તેને કાજ દુખી ઘણો પુરૂરવો; તે કેમ જોતી નથી;
છે બન્નેની સમાન પ્રીતિ, સમજી, લે યત્ન એની વતી,[2]
લોઢું તપ્ત[3] તપેલ સાથ જડવા, છે યોગ્ય તે તો અતિ. ૩૪

### ચિત્રલેખા.

[ ઉર્વશી પાસે જઈને.

હે સખી ઉર્વશી ! તારા પ્રિયતમનો અત્યંત ભયંકર મદન જોઈને હું તેની દૂતિ થઈ છું માટે ચાલ ઉઠ તેની પાસે.

### ઉર્વશી.

[ શોક અને ભયથી કાંપતી.

અહો ચપળ ચિત્તવાળી ! હવે તું મને વેહેલીજ તજીને જઈશ.

### ચિત્રલેખા.

[ જરા હસતે મુખે.

ઘડી એક પછી બધુંય જણાશે કે કોણ કોને તજેછે. પણ હવણાં તો દૃશ્યરૂપ[4] ધારણ કરીને ચાલ.

### ઉર્વશી.

[ લજ્જા અને બીક સહિત, પાસે જઈને.

---

[1] આતુર, અધીરી. [2] અમારી બે જણની વતી મેહેનત કર. [3] તપેલું. [4] નજરે પડે એવું રૂપ ધારણ કરીને.

જયજય મહારાજ !

**રાજા,**

[ હર્ષ સહિત.

સુંદરી,—

( ગીતિ. )

તું જ્યારે જયશબ્દે, બોલાવેછે મુને પ્રિયા બાનું!
ઈન્દ્ર થકી પુરૂષાંતર થયલો, જયશબ્દ હું જીત્યો માનું. ૩૫

[ હાથે ઝાલીને આસન ઉપર બેસારેછે.

**વિદૂષક.**

વાહ ! ઉર્વશી, આ તમારી રીત તે કોના જેવી કેહેવાય ? હું રાજાનો એક પ્રિયમિત્ર, અને વળી બ્રાહ્મણ, તે મનેજ વંદન નહિ !

**ઉર્વશી.**

[ મલ[illegible]મોહોએ.

બાઈ, તને પણ વંદન કરૂંછું.

**વિદૂષક.**

સ્વસ્તિમસ્તુ.[1]

[ નેપથ્યમાં દેવદૂત.

અહો ચિત્રલેખા ! ઉર્વશીને ઉતાવળ કરાવ.

( કાવ્યછંદ. )

ભરત મુનિયે રચ્યો, બેલ રસ આઠે આણી,
શીખવ્યો તમને તેજ, અપ્સરા ઉત્તમ જાણી;
લલિત તેહના હાવભાવ જોવાને કાજે,
લોકપાળની સહિત ઇન્દ્ર ઈચ્છેછે આજે— ૩૬

[ સર્વ સાંભળેછે—ઉર્વશી ખેદ બતાવેછે.

---

[1] તારૂં કલ્યાણ થાઓ.

ચિત્રલેખા.

સખી ઉર્વશી, દેવદૂતનું વચન તેં સાંભળ્યુંકની ! ચાલ હવે તું મહારાજની આજ્ઞા લે.

ઉર્વશી.

[ નિશ્વાસ નાંખીને.

સખી, મારી જીભ તો ઉપડતી નથી.

ચિત્રલેખા.

મહારાજ ! ઉર્વશી વિનતિ કરેછે કે, " હું પરવશ છું; માટે જો મ-
" હારાજની આજ્ઞા હોય તો ઇન્દ્રના અપરાધમાં આવું નહિ એમ કર-
" વાને ઇચ્છુંછું. "

રાજા.

[ બહુ મેહેનતથી બોલીને.

તમારા ધણીની આજ્ઞા લોપાવાને હું ઇચ્છતો નથી. પણ ઉર્વશી, તું મને વિસારી દઈશ નહિ.

[ ઉર્વશી વિયોગ દુ:ખ બતાવીને, રાજાને જોતી જોતી સખી સહવર્તમાન જાયછે.

રાજા.

[ નિશ્વાસ નાંખીને.

અરે ! હવણાં તો આ આંખ્યો કશાય કામની રહી નહિ.

વિદૂષક.

[ પત્ર બતાવવાની ઇચ્છા કરીને.

ખરે ભોજ— ( એ પ્રમાણે અર્ધુ બોલીને ભ્રમમાં પડેછે અને પછી પોતાના મનમાં ) અરે, આશ્ચર્ય પામીને, ઉર્વશીને જો જો કરતો હતો તેવામાં મારા હાથમાંથી ભોજપત્ર કોણ જાણે કાંય પડી ગયું.

રાજા.

ભાઈ ! તું શું કેહેવા જતો હતો !

વિદૂષક.

મહારાજ ! હું એમ કેહેતો હતો કે, તમે દેહ છોડશો નહિ; તમારા

ઉપર ઉર્વશીનો પૂરેપૂરો ભાવ બેઠો છે. તેથી તે અહિંથી ગઈ છતાં, તેનાથી પ્રીતિગાંઠ ઢીલી કરી શકાવાની નથી.

રાજા.

મારા મનમાં પણ એમજ આવેછે. અરે એણે જતી વેળાએ.

( ગીતિ. )

પરવશ શરીર છે પણ, સ્વવશ હૃદય, શ્વાસદ્વારે[1]થી પોતે,
મુજમાં મૂકી દીધું, જણવે સ્તનકંપની ક્રિયા જો તે. ૩૭

વિદૂષક.

[ પોતાના મનમાં.

મારૂં હૃદય કંપેછે, કોણ જાણે કેઇયે વેળાએ રાજા ભોજપત્ર સંભારશે તો પછી.

રાજા.

મિત્ર, તું કેહેની કે હું મારા પ્રેમપિડિત મનને શાથી ગંમત પમાડું ! ( સ્મરણ કરીને. ) હા ! લાવ પેલું ભોજપત્ર.

વિદૂષક.

[ ચારે બાજુએ જોઇને ખેદ પામતો.

અરે રે ! કહિંયે દેખાતું નથી. અહો, એ અરેઅરૂં દિવ્યે[2] તેથી ઉર્વશીને માર્ગે ચાલ્યું.

રાજા.

[ ધિઃકાર બતાવીને.

મૂર્ખ, જ્યારે ત્યારે બેભાન ને બેભાન.

વિદૂષક.

ચાલો શોધી કાહાડિયે. ( ઉઠીને. ) અરે અહિ હશે, પણે હશે.

( એમ કહી અહિ તહિ શોધવા મંડી જાયછે. )

---

[1] શ્વાસોશ્વાસ આવેછે તે રૂપી રસ્તેથી. [2] દેવતાઈ.

## પ્રવેશ ૫ મો.

### સ્થળ પ્રમદવન.

### રાજા, વિદૂષક, દેવી, ચેટી, અને દેવીનો યોગ્ય સાથ.

**દેવી.**

સખિ નિપુણિકે ! આર્ય માણવકની સાથે મહારાજને લતાગૃહમાં પેસતા તેં નક્કી દીઠા !

**ચેટી.**

મેં આગળ કદિ રાણી સાહેબને ખોટી વાત કહીછે ?

**દેવી.**

[ અગાડી ચાલીને, અને મ્હો આગળ જોઈને.

નિપુણિકા ! નવા ચીરના જેવું દક્ષિણ પવનથી ઉડી આવતું આ શાનું પત્ર છે.

**ચેટી.**

[ જોઈને.

રાણી સાહેબ ! ખરૂ એ તો ભોજપત્ર છે. જુવો એ ઊંધુંચતું થાયછે તેથી એના ઉપર અક્ષર લખેલા દેખાયછે; જોયું, એ આપના નૂપુર[1] સરસ્યું કેવું લપેટાઈ જાયછે ! ( લઈને ) આપ વાંચો જોઈયે વારૂ.

**દેવી.**

જોને વારૂ એમાં શું લખ્યું છે; જો સાંભળવા જેવું હશે તો હું સાંભળીશ.

**ચેટી.**

[ તેમ કરીને

રાણી સાહેબ ! ખરે, આ તો પેલી વાત બધિયે ઉઘાડી પડી. મને લાગેછે કે આ તો ઉર્વશિયે રાજા ઉપર કાવ્ય બંધ લખેલું છે, તે આર્ય માણવકના ભેભાનથી આપણા હાથમાં આવી ચડ્યું.

---

[1] પગે પેહેરવાનું ઘરેણું.

દેવી.

ત્યારે તું એનો ભાવાર્થ સમજી લે.

[ ચેટી વાંચેછે.

દેવી.

સખિ ! એજ ભેટ લઈને ચાલ આપણે આપણા અપ્સરામાં તદ્લીન થઈ ગયેલા મહારાજની પાસે જઈયે.

ચેટી.

જેવી દેવીની આજ્ઞા.

રાજા.

ભગવાન, વસંત સખે મલયાનિલ !

( મનહર. )

તું તો તારે વાસ કાજ વાસિત પુષ્પપરાગે
એકઠો થયેલો લતા ઊપરનો લે સુખે;
પણ પ્રેમપત્રિકા જે પ્રિયાસ્નેહ કેરો હાથ
તે હસ્તેથી તને લાભ શો છે તે તું કે' સુખે,
સેંકડો સાધન આવાં વિનોદને કાજ કરી
કામીજન નિજ જીવ ધારણ કરેલ કો
તેને તો દેવાને દુઃખ, તું તો સારી રીતે શીખ્યો
પણ ધારણ દેવાને શીખ્યો ન સમૂળગો. ૩૮

ચેટી.

બાઈ સાહેબ ! જુવો, જુવો, પણે પેલા ભોજપત્રનો શોધ ચાલ્યોછે તે.

દેવી.

આપણે એટલી વાર છાનાંમાનાં તમાસો જોયાં કરિયે.

---

[૧] વસંત ઋતુનો મિત્ર મલયાચળ પર્વત ઉપરથઈ વાતો વાયુ. [૨] ફૂલનો રજકણ [૩] વેલ.

વિદૂષક.

અરે આ શું વારૂ ? એ તો વિકાસિત કાળા કમળની કાન્તિ જેવા મોરના પીછાથી હું ઠગાઈ ગયો.

રાજા.

હું મંદભાગી ચોગરદમથી માર્યો ગયો.

દેવી.

[ એકદમ આગળ આવીને.

આર્ય પુત્ર ! શોક કરવો જવાદો; એ તો આ રહ્યું ભોજપત્ર.

રાજા.

[ સંભ્રમ સહિત મનમાં.

અરે, આ તો રાણી ( સાંભળયું ના સાંભળયું કરીને. ) તમે આવ્યાં તે ઠીક થયું.

દેવી.

મહારાજ ! હું આવી તે ખોટું થયું.

રાજા.

[ વિદૂષકને હળવે રહીને.

ભાઈ ! હવે આપણે શું કરવું ?

વિદૂષક.

મુદ્દાસહિત ચોર ઝલાયો પછી તેને જીભડી હલાવીને કાંઈ કેહેવા જેવું રહ્યું નહિ.

રાજા.

[ રાણીને

હું કાંઈ આ પત્ર ખોળતો નહતો; પણ મંત્રપત્ર ખોળતો હતો.

દેવી.

પોતાનું સૌભાગ્ય સંતાડી રાખવાને સારૂં ઠીક યુક્તિ કરી.

વિદૂષક.

એ તો ગમે તે હો, પણ હવણાં તો મહારાજના ભોજનની તૈયારી કરો કે એ ખાયતો પિત્તશાન્તિ વડે જરા જંપ વળે.

દેવી.

નિપુણિકા ! પોતાના મિત્રને બ્રાહ્મણે સારી સલાહ આપી, જે વસ્તુને માટે દુઃખાવેશથી હૃદય ખેદ પામતું હોય તે જવા દઈને બીજી વસ્તુની ઈચ્છા કરે તો તેથી તેનું શું વળે ?

વિદૂષક.

જુવો વારૂ, સર્વને ભાત ભાતના ભોજનથી કેવો જંપ વળેછે !

રાજા.

મૂર્ખ ! તું મને વધારે અપરાધી કરેછે.

દેવી.

મહારાજ આપનો કાંઈ અપરાધ નથી, મારે અહિ આવવું ઘટતું નહતું ને આવી તેથી હુંજ અપરાધી છું. નિપુણિકા, ચાલ અહિથી.

[ એ પ્રમાણે કોપાયમાન થઈને ચાલવા માંડેછે.

રાજા.

( ગીતિ. )

હું અપરાધી પૂરો રંભોરૂ[1] છોડ કોપ તું તારો,
સેવ્યે[2] કદાપિ કોપે, સેવકજન નિરપરાધી ક્યમ ધારો. ૩૯

[ એ પ્રમાણે કહીને પગે પડેછે.

દેવી.

ઠગ ! તમે પશ્ચાત્તાપ કરીને સરલ થઈ જાઓછો તેથી મને તમારી ધાસ્તી લાગેછે; પણ હું હવણાં અધીરા હૃદયની થઈ ગઈછું તેથી તમારા કાલાવાળા મારે ગળે ઉતરવાના નથી.

---

[1] કેળના જેવી જેની જાંઘ છે એવી. [2] ધણી, સેવા કરવાને યોગ્યજન.

ચેટી.

આ રસ્તે, બાઈસાહેબ ! આ રસ્તે.

[ એ પ્રમાણે રાજાને છોડીને દેવી પોતાના સાથ સહિત જાયછે.

વિદૂષક.

ચોમાસાની નદીની પેઠે રાણી સાહેબ અપ્રસન્ન થઈને ગયાં, માટે ઉઠો મહારાજ ! ઉઠો.

રાજા.

મિત્ર ! એ યોગ્ય નહિ. જો સાંભળ,—

( માલિની. )

પ્રિયવચન ભરેલી, પ્રાર્થના યોષિતોની,
પ્રિય જનની[1] કરેલી, પ્રેમ પૂરા વિનાની;
નહિ કદિ ઉતરે તે જાણ સ્ત્રીનાજ દિલે,
જ્યમ મણિ ઠિક રંગ્યો પારખું પારખી લે. ૪૦

વિદૂષક.

મહારાજ ! આપ કોહોછો તે ઘટિતજ છે; કેમકે આંખ્યો દુઃખવા આવેલાના મુખ આગળ દીવાનું તેજ ધર્યું તો તે તેનાથી સહન થઈ શકાવાનું નહિ.

રાજા.

એવું મા બોલઃ— મારૂં મન ઉર્વશીમાં પેઠું છે તથાપિ દેવી મને પ્રિય છે. તોપણ હું પગે પડ્યો છતાં તે ઉલ્લંઘન કરીને ગઈ છે તેથી હું પણ હવે ધૈર્ય ધરીને રહુંછું.

વિદૂષક.

મહારાજ, હવે દેવીની વાત જવાદો. મારો ભૂખે જીવ જાયછે તે

---

[1] સ્ત્રી.

રાખવો આપના હાથમાં છે. ખરે નાહાઈ ધોઈને ખાવા સારૂ પાટળે બેસવાનો હવે સમય થયો.

રાજા.

[ ઉંચું જોઈને.

અરે આ તો અર્ધો દિવસ ચાલી ગયો દેખાયછે.

( મનહર. )

તાપથી પીડિત બહુ થયલો જે મોર તતો
વૃક્ષ મૂળ કેરા થંડા કયારા માંહ બેસેછે;
કર્ણિકાર[1] કેરૂં ફૂલ ફાડીને ભ્રમર પોતે
શયનને[2] કરવા કાજ તેની માંહ પેસેછે;
તપ્ત પાણી તજી દઈ, કારંડવ પક્ષી પોતે
તીર કેરી કમલિની સેવવાને જાયછે;
ક્રીડાગ્રેહ[3] કેરો કીર[4] પિંજરાની માંહ બેઠો
પાણી પીવા માગતો તે મસ અકળાયછે. ૪૧

( એમ કહી જાયછે. )

## દ્વિતીય અંક સમાપ્ત.

---

[1] એક જાતનું ફૂલ. [2] સૂવાને કાજે. [3] રંગમેહેલ.. [4] પોપટ.

# विक्रमोर्वशी त्रोटक.

## અંક. ૩.

---

**પાત્ર.**

| | |
|---|---|
| ગાલવ } પેલવ } | ભરતમુનિના શિષ્ય. |
| પુરૂરવ | પ્રતિષ્ઠાન નગરનો રાજા. |
| કંચુકી | તેનો ચોપદાર. |
| વિદૂષક | રાજાનો મિત્ર—મશ્કરો. |
| ઉર્વશી | સ્વર્ગની અપ્સરા—રાજાની પ્રિયા. |
| ચિત્રલેખા | ઉર્વશીની સખી—એક અપ્સરા. |
| દેવી | રાજાની રાણી. |
| ચેટી | દેવીની દાસી. |
| પરિજન | રાજાનો સાથ તથા રાણીનો સાથ. |

સ્થળ, ભરતમુનિનો આશ્રમ, આકાશ, અને રાજમહાલય.

# સૂચન.

ઈન્દ્રને ત્યાં લક્ષ્મી સ્વયંવરનો ખેળ થયો તેમાં ઉર્વશીની ચૂકને લીધે ભરતે શાપ દીધો તે વિષેનું સૂચન કથન વિષ્કંભકમાં ભરતના શિષ્ય ગાલવ અને પૈલવ વચ્ચે થાયછે. પછી મેહેલની અગાશી ઉપર ચંદ્ર ઉદય થતાં વૃત્તની ક્રિયા કરવાને રાજાને રાણી બોલાવનાર છે તે વિષેનું રાજાને સ્મરણ રેહેવાને કંચુકીને કહી રાખ્યું છે તે ઉપરથી સપરિવાર વિદૂષક સહિત રાજા અવકાશની વેળાએ આવતો દેખી તેને તે કહીને જાયછે. ત્યારપછી, રાણીને એવું વ્રત કરવાનું કારણ શું હશે તે વિષે રાજા અને વિદૂષક તર્ક કરેછે. અને પછી મણિમંદિરની અગાશી ઉપર જાયછે. પછી પોતાના સાથને રજા આપીને રાજા વિદૂષક સાથે વાતો કરતો બેસેછે. તેવામાં પરસ્પર વાતો કરતી ઉર્વશી અને ચિત્રલેખા અંતરિક્ષમાં આવી પોહોંચેછે અને અદૃશ્ય રહીને વાતો સાંભળેછે. પછી ઉર્વશી રાજાને દેખા દેવા જાયછે એટલી વારમાં વ્રતની આરાધના કરવા, રાણી પોતાના સાથ સહિત આવી પોહોંચેછે. પછી ચંદ્ર સમક્ષ રાજાની પૂજા કરીને પોતાનું પ્રિયપ્રસાદન ( વાહાલાને રાજી કરવાનું ) વ્રત સંપાદન કરતી વેળાએ, રાજા જે સ્ત્રીને ઈચ્છેછે અને જે સ્ત્રી રાજાને ઇચ્છેછે તેનો નિર્બાધ યોગ થવાની રાણી પરવાનગી આપેછે, અને પછી જાયછે. રાણીના ગયા પછી રાજા ઉર્વશીને સંભારેછે અને તે આવીને છાનીમાની પછવાડે રહીને તેના કમળ સરખા હાથવતે રાજાની આંખ ઢાંકે એમ ઈચ્છેછે તે પ્રમાણે ઉર્વશી કરેછે. પછી કેટલોક વાક વિનોદ થયા પછી ઉર્વશીને રાજાપાસે મૂકીને ચિત્રલેખા સ્વર્ગમાં જાયછે. અને ત્યારપછી ઉર્વશીને મંદિરમાં પ્રવેશ કરાવીને રાજાને મૂકીને વિદૂષક પણ જાયછે.

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ, ભરતઋષિનો આશ્રમ.

ગાલવ તથા પૈલવ, ભરતના શિષ્ય.

ગાલવ.

[૧] સખા, પૈલવ ! હોમશાળામાંથી મહેન્દ્રને ઘેર જવા સારૂં આપણા ગુરૂજી નીકળ્યા ત્યારે પોતાનું આસન તને આપીને સાથે લઈ ગયા હતા, ને મને હોમશાળાની સંભાળ રાખવા સારૂં મૂકી ગયા હતા, માટે હું તને પૂછુંછું કે ગુરૂના નાટકથી દેવસભા રીઝી કે નહિ ?

પૈલવ.

દેવસભા રીઝી કે નહિ તે તો હું જાણતો નથી; પણ સરસ્વતિએ રચેલા લક્ષ્મી સ્વયંવરના ખેલમાં જ્યાં જ્યાં રૂસેંની વાત આવતી હતી ત્યાં ત્યાં ઉર્વશી બેભાન થઈ જતી હતી.

ગાલવ.

ત્યારે તારા કેહેવાથી એમ જણાયછે કે નાટકમાં દોષ આવ્યો.

પૈલવ.

અરે, તેના બોલજ આડા અવળા નીકળતા હતાને.

ગાલવ.

શામાં ?

પૈલવ.

ઉર્વશિયે લક્ષ્મીનો વેશ લીધો હતો અને મેનકાએ વારૂણીનો લીધો હતો, તેમાં મેનકાએ ઉર્વશીને પૂછ્યું કે આ મેળામાં ત્રણલોક માંહેલા

---

૧ અગ્નિ રાખવાની જગ્યા.

પુરૂષ આવ્યા છે, તથા કેશવ સહવર્ત્તમાન સર્વ લોકપાળ એકઠા મળ્યા છે તેમાંથી તારૂં હૃદય કોનામાં પેઠું છે.

ગાલવ.

પછી, પછી.

પૈલવ.

તેણે પુરૂષોત્તમ કેહેવું જોયતુ હતું તેને બદલે પુરૂરવ કેહેવાઈ જવાયું.

ગાલવ.

જેમ નીપજવાનું હોયછે તેમ, ઈન્દ્રિયો વર્ત્તેછે. પણ ભરતમુનિ તેના ઉપર રોષે ભરાયા નહિ ?

પૈલવ.

હોવે, ગુરૂજિયે તેને શાપ દીધો, પણ મહેન્દ્રે તેનો અનુગ્રહ કરયો.

ગાલવ.

શી રીતિ ?

પૈલવ.

ઉપાધ્યાએ શાપ દીધો કે, તેં મારી તાલમનું ઉલ્લંઘન કર્યું માટે તને દિવ્ય ગ્નાન રેહેશે નહિ. પછી ઇન્દ્રે ઉર્વશીને લાજથી નીચે મ્હો કરી ઉભી રહેલી જોઈ ત્યારે તેને કહ્યું કે, તારૂં અંતઃકરણ જેનામાં છે તે રાજર્ષિ પુરૂરવ મને લડાઇમાં સદાય સાહાય થાયછે માટે મારે તેનું હિત કરવું યોગ્યછે તેથી હું તને આગ્ના આપુંછું કે તું પુરૂરવ પાસે તારી ઇચ્છા પ્રમાણે જઇ રેહે અને તેને સંતાન થાય એટલે પાછી આવજે.

ગાલવ.

સર્વના અંતરની વાત સમજનાર ઈન્દ્રે એ યોગ્યજ કર્યું.

પૈલવ.

[ સૂર્ય ભણી જોઇને.

અરે, વાતમાં ને વાતમાં વેળા વટી ગઇ; માટે ચાલ આપણે ઉપાધ્યાયની પાસે જઇયે. ( એમ કહી જાયછે. )

એ પ્રમાણે વિષ્કંભક થયો.

## પ્રવેશ. ૨ જો.

### સ્થળ, રાજમહાલય,

### કંચુકી.

( સવૈયા—એકત્રીસા. )

સૌ સંસારી ધન મેળવવા, કરે જવાની માંહ પ્રયત્ન,
પછી પુત્રને સોંપી ખટલો, નિવૃત્તિ[1] પામે તજી[2] યત્ન;
મારે કર્મે છેવટ સુધી, સેવા—લઘુતા જે કરનાર,
પ્રતિદિને કરવી ના છૂટી, ખોટો આ સ્ત્રીપર અધિકાર. ૪૨

વ્રત ધારણ કરવાવાળી કાશિરાજ પુત્રિયે મને આજ્ઞા કરીછે કે, "મારે વ્રત સંપાદન કરવાની ક્રિયા કરવી છે માટે મેં માન તજીને નિપુણિકાના મુખદ્વારાએ પ્રથમ મહારાજને આવવાની યાચના કરી છે, અને તું પણ મારીવતી જઇને કહી આવ" મહારાજ સંધ્યાકાર્ય કરીને પરવારે તો હું માગું. ( પરિક્રમણ કરીને તથા જોઈને. ) આહા ! સંધ્યાકાળને સમયે રાજમહાલયમાં કેવી રમણીય ધામધૂમ ચાલી રહી છે.

( મનહર. )

નિશંકિરી નિદ્રા થકી, આળસુ બનેલા મોર,
બેઠેલા લાકડી પર, કોરેલા જણાયછે;
જાળમાંથી નીકળતા ધૂપ જાણે સાંજવેળા,
કબુતર કોટરામાં આવતાં દેખાયછે;
અંતઃપુર[4] કેરી સર્વ વૃદ્ધ દાસી હોયછે તે
કામ જે સોંપેલું તેમાં તતપર થાયછે;
ફૂલ, બળી વાળાં સ્થાને જ્વાળાવાન જ્યોતીવાળી
સંધ્યામંગળદીપિકા[5] જઇ મૂકી જાયછે. ૪૩

( જોઈને ) મહારાજ અહિંજ આવતા દેખાયછે,—

---

[1] આરામ. [2] હલકાપણું. [3] રાત. [4] સ્ત્રિયોને રેહેવાનો ઓરડો, જનાનખાનું.
[5] સંધ્યાકાળની વેળાએ અમુક ઠેકાણે શુભ દીવા કરવામાં આવેછે તે.

( માલિની. )

પરિજનવનિતાના હાથની માંહ ઓપે,
સરસ લઈ મશાલો, રાય તે મધ્ય શોભે;
જ્યમ ગિરિ ગતિ પામ્યો, પાંખથી શોભી સારો
પ્રતિ તટપર જેને, કર્ણિકારોની હારો. ૪૪

હું એમના આવવાના માર્ગ વચ્ચે બેશીને વાટ જોઉં.

---

## પ્રવેશ ૩ જો.

### સપરિવાર રાજા, કંચુકી, અને વિદૂષક.

**રાજા.**

[ મનમાં.

( ગીતિ. )

સહજ દુખે દિન ખુટવ્યો, કામ વિષે મેં ગુંથઇ ઘણી વાતે,
પણ રાત્રી ક્યમ ખુટશે, વણ ગંમતથી પ્રહર વધી જાતે. ૪૫

**કંચુકી**

[ પાસે જઈને.

જય થાઓ મહારાજનો જય થાઓ. મહારાજ! રાણી સાહેબે વિનતિ કાહાવી છે કે, "મણિમંદિરની અગાશી ઉપર સુદર્શન ચંદ્ર પ્રકાશ પામે અને ચંદ્રરોહિણીનો યોગ થાય ત્યાંસુધી મહારાજે ત્યાં પધારવાની કૃપા કરવી, કેમકે મહારાજની સમક્ષ મારે તેની આરાધના કરવાની છે."

**રાજા.**

દેવીને કેહે કે આપની ઈચ્છા પ્રમાણે એ આવશે.

---

૧ આસપાસનો સાથ. ૨ સ્રિયો. ૩ વ્હાની. ૪ દરેક બાજુએ. ૫ એક જાતિનું પુષ્પ-ઝાડ. † ઈંદ્રે પર્વતની પાંખો કાપી નાખી હતી તેથી તે "ગિરિછિદ" કેહેવાયછે ને તે દિવસથી સર્વ પર્વત પાંખો વિનાના થઈ ગયલા ગણાયછે. ૬ જેનું દર્શણ સારૂં છે એવો.

### કંચુકી.

બહુ સારૂં મહારાજ.

[ એમ કહી નમન કરી જાયછે.

### રાજા.

મિત્ર ! રાણિયે આ વ્રતનો ઠાઠમાઠ મચાવ્યો છે એનો શો હેતુ હશે વારૂ ?

### વિદૂષક.

મારો એવો તર્ક દોડેછે કે, રાણી સાહિબે આપના નમનનું ઉલ્લંઘન કર્યું હતું, તેનો પસ્તાવો થવાથી, દોષ મુક્ત થવા સારૂં, આ વ્રત આરંભ્યું હશે.

### રાજા.

એ તેં યોગ્યજ કહ્યું.

( ગીતિ. )

પ્રથમ પ્રણયે[1] તુચ્છ ગણીને, પછી બળાપો કરે બહુ ભારી,
નાના વિધ પ્રિય વચનો સ્મરી કઢે પછી[2] મનસ્વિની નારી. ૪૬

ચાલ ત્યારે મણિમંદિરની અગાશીને રસ્તે મને લઈ જા.

### વિદૂષક.

આ રસ્તે મહારાજ આ રસ્તે, આ ગંગાતરંગ જેવાં શીતળ સ્ફટિક મણિશિલાનાં પગથિયાં ઉપર આપ ચડિયે. આ મણિમંદિર સદાય રમણીય દેખાયછે.

[ રાજા ચડેછે, સર્વે પગથિયાં ચડતા હોય એમ કરી બતાવેછે.

### વિદૂષક.

[ જોઈને.

---

[1] પ્રાર્થના, અરજ. [2] પોતાની નજરમાં આવે તેમ વર્તનારી.

હવે ચંદ્રનો ઉદય થવા આવ્યો જણાયછે; કેમકે અંધારૂં દૂર થતું જાયછે અને પૂર્વ દિશા લાલ ચટક થયેલી દેખાયછે.

રાજા.

તું કહેછે તે યોગ્યજ છે,

( ચોપાયા. )

ચંદ્રકિરણ જે ઉદયગિરિતણી આડથી[1] ગુપ્ત રહેલાં,
બા'ર નીસરી એ અંધારૂં દૂર કરેછે વે'લાં;
પૂર્વદિશા અંધારા રૂપી કાળા કેશ સમારે,
તે જાણે કો સ્ત્રીની પેઠે નયન હરીને ઠારે. ૪૭

વિદૂષક.

આહાહાહા પણે, પેલો, પેલો જુવો. લાડુના કડકા જેવો, ચંદ્ર ઉગતો દેખાય.

રાજા.

[ હશીને.

ખાઉધરને સદાય ખાવાના પદાર્થનીજ વાત. ( હાથ જોડી નમસ્કાર કરીને ) ભગવન્ નક્ષત્રરાજ !

( કાવ્ય છંદ )

સદ્પુરૂષોને ક્રિયાકાજ તું રૂચી કરાવે;
અમૃતથી તું દેવ પિતૃને બહુ ધરાવે;
મૂર્છાકર જે તિમિરે[2] નાશ તેનો કરનારો,
એવાને કરૂં નમન જે તું શિવશિર વસનારો. ૪૮

વિદૂષક.

મહારાજ ! મારા સરખા ભણ્યા ગણ્યા બ્રાહ્મણને મુખે પિતામહ

---

૧ અંધારૂં. ૨ ચંદ્ર જે રાજાનો દાદો થાય તે.

સૂચવેછે "કે મેં તમારી પ્રાર્થના સ્વિકારી," માટે મહારાજ હવે આપ આસન ઉપર બેસો તો, મારાથી પણ સુખે બેસાય.

રાજા.

[ વિદુષકનું કહેલું માન્ય રાખીને બેસેછે, અને પરિજનને જોઇને·

ચંદનીમાં મશાલોનું અજવાલું કાંઈ કામનું નથી; માટે તમે તમારી મેળે જાઓ.

પરિજન.

જેવી મહારાજની આગ્ના.

[ એમ કહી જાયછે.

રાજા.

[ ચંદ્રભણી જોઇને, વિદૂષકને.

મિત્ર ! દેવીને આવવાની એક મુહૂર્ત્તની વાર છે એટલી વાર હું એકાન્તમાં મારી દશા કેવી થઇછે તે કહુંછું.

વિદૂષક.

મહારાજ ! ઉર્વશી અહિં હવણાં દેખાતી નથી; પણ એની આપના સરખીજ પ્રીતિ છે એમ વિચારીને આશાબંધી આત્માને ધારણ આપવી જોઈયે.

રાજા.

એમજ છે; મારા મનની પીડા બહુ બલવાન છે; વળી,—

( ગીતિ. )

વિષમ[1]શિલાના બાધે, વેગ વધે નદીં વહન તણા જેમ,
વિગ્નિતસુખસમાગમેં[2], એવો હું મુજ મદન વધ્યો એમ. ૪૯

વિદૂષક.

આપનું શરીર દુબલું પડી ગયું છે તોયપણ તે શોભાયમાન દેખાયછે, તે ઉપરથી મને લાગેછે કે આપનો અપ્સરા સાથે સમાગમ થશે.

---

[1] બરાબર નહિ એવી. [2] મેળાપ થવાથી સુખ જેનું નાશ પામ્યું છે એવો.

### રાજા.

[ શકુન થયા હોય એમ જણાવીને.

( ગીતિ. )

તું આશા દઈ મુજને અતિ દુખિયાંને ધિરજ દઉછ જેમ,
આ મારી જમણો કર ફરકી દેછે ધિરજ મને તેમ. ૫૦

### વિદૂષક.

બ્રાહ્મણનું વચન ખોટું પડવાનું નહિ.

[ રાજા આશા ભર્યો બેસેછે.

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ, આકાશ.

### ઉર્વશી તથા ચિત્રલેખા.

### ઉર્વશી.

[ પોતાના દેહ ભણી જોઇને.

સખી! આ મારો મોતીના આભૂષણથી શોભાયમાન નીલમણિનો ભરેલો અભિસારિકાવેશ[1] મારા હૃદયને બહુ પ્રિય લાગેછે.

### ચિત્રલેખા.

વાણી પણ એનાં વખાણ કરવાને શક્તિમાન નથી; હું માત્ર એટલુંજ ચિંતવન કરૂંછું કે, હું પુરૂરવ અવતરી હોત તો બહુ સારૂ થાત.

### ઉર્વશી.

સખી! હું નિરૂપાય થઈ ગઈ છું; માટે એને તું ત્વરાથી મારી પાસે લાવ, અથવા એ મનોહરની પાસે મુને લઈ જા.

### ચિત્રલેખા.

રાત્રી રૂપી યમુના વિષે કૈલાસશિખરની પેઠે પ્રતિબિંબિત થતા

---

[1] પતિપાશે જતી વેળાએ લુગડાં ઘરેણાં પેહેરીને જે વેશ ધરવામાં આવેછે તે.

તારા પ્રિયતમના શોભાયમાન ભવન ઉપર આપણે આવ્યાં છિયે.

### ઉર્વશી.

તું તારા પ્રભાવથી જોઈ લે કે, મારા હૃદયનો ચોર ક્યાં છે, અને શું કરેછે.

### ચિત્રલેખા.

[ મનમાં

ઠીક છે; જરાવાર હું એને બનાવું. (પ્રકાશ પણે) સખી મેં ધ્યાન ધરીને જોઈ લીધું. એ તો એના રમુજ મારી લેવાના રંગભોગસ્થાનમાં મનોરથલબ્ધપ્રિયસમાગમસુખની મઝા મારતો બેઠો છે.

### ઉર્વશી.

જા, જા, એવી વાત મારૂં હૃદય માને નહિ તો. સખી, ચિત્રલેખા! એ તો બધોય તારા મનનો ઉઠાવ છે. કેમકે પ્રિયસમાગમ થતા પેહેલાં એણે મારૂં હૃદય હરી લીધું છે.

### ચિત્રલેખા.

[ જોઈને.

આ મણિમંદિરમાં રાજર્ષિ પોતાના મિત્ર સહિત બેઠેલા છે, ચાલ આપણે ઉતરિયે.

[ બંને ઉતરે છે.

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ, મણિમંદિર.

**અદૃશ્ય રહેલી ઉર્વશી અને ચિત્રલેખા, તથા રાજા અને વિદૂષક.**

### રાજા.

મિત્ર! કામદેવની પીડા જેમ રાત્રી જતી જાયછે, તેમ વધતી જાયછે.

---

[1] દેવતાઈ શક્તિ. [2] મનમાં ઇચ્છેલા પ્યારા મનુષ્યનો સમાગમ થવાથી જે સુખ ઉપજે તે.

ઉર્વશી.

[ અદૃશ્ય, ચિત્રલેખાને.

એના મોઘમ વચન વડે મારૂં હૃદય કંપાયમાન થાયછે. માટે મારા મનનો સંશય ભાગતા સુધી આપણે અદૃશ્ય રહીને એ શું શું બોલેછે તે સાંભળિયે.

ચિત્રલેખા.

જેમ તારી ઈચ્છા.

વિદૂષક.

મહારાજ ! આપ આ અમૃત ભરેલાં ચંદ્ર કિરણનું સેવન કરો એટલે ઠંડાગાર થઈ જશો.

રાજા.

મિત્ર ! આવા રોગને એવા ઉપાયથી સુખ થવાનું નથી.

( સવૈયો—એકત્રીસો. )

નવાં પુષ્પની શય્યા[1], અથવા થંડા ચંદ્ર કિરણની હાર,
મલયજ ચંદન લેપ અંગપર, અથવા થંડા મણિનો હાર,
એમાંથી કોનાથી કંઈ પણ નહિ મુજ કામ નિવારણ થાય,
થશે માત્ર તે તો દિવ્યાથી[2] વા, કંઈ, તેની સુણે કથાય. ૫૨

ઉર્વશી.

અહો હૃદય ! તું મને તજીને ગયું તેનું આ ફળ હવે તને પ્રાપ્ત થયું.

વિદૂષક.

અરે હું પણ મહારાજ ! જ્યારે મને રસાલ શિખરિણ[3] મળતું નથી ત્યારે તેનું ચિંતન કરીને મારા મનને તૃપ્ત કરૂંછું.

રાજા.

પણ તે તો તને ફરીને મળેછે.

---

[1] પલંગ. [2] સ્વર્ગની અપ્સરા. [3] શીખંડ.

**વિદૂષક.**

ત્યારે તે પણ આપને થોડી વારમાં મળશે.

**રાજા.**

સખા ! હું પણ માનુંછું કે.—

**ચિત્રલેખા.**

[ અદૃશ્ય ઉર્વશીને.

અહો, અધિરી ! સાંભળ.

**વિદૂષક.**

શું વારૂ ?

**રાજા.**

( ગીતિ.)

રથના ખળભળવાથી, અડચું અંગ જે પ્રિયા સાથ મારૂં
તે છે સૌમાં સાર્થક[1], બાકીનું પૃથવિ ભાર છે ધારૂં. ૫૨

**ઉર્વશી.**

હવે શું કરવાને વાર કરૂં ! (એકાએક પાસે જઈને) સખી, ચિત્રલેખા ! હું મહારાજના મ્હો આગળ ઉભી છું, પણ એ તો કાંઇ ગણકારતાજ નથી.

**ચિત્રલેખા.**

[ જરા હસીને.

અહો, અધિરી ! તેં તિરસ્કરિણી[2] ઉતારી નથી માટે.

[ નપથ્યમાં.

" આ રસ્તે, રાણી સાહેબ, આ રસ્તે."

[ સર્વ કાન દે છે. ઉર્વશી અને તેની સખી ખેદ પામેછે.

---

[1] સફળ. [2] કોઈ દેખે નહિ એમ રેહેવાય એવો બુરખો.

વિદૂષક.

[ વિસ્મય પામીને.

અહો! દેવી પધારતાં દેખાયછે. મહારાજ! હવે આપ મ્હોડે તાળું મારજો.

રાજા.

તું પણ બબડ્યા વિના બેશી રેહેજે.

ઉર્વશી.

સખી! હવે અહિ શું કરવું?

ચિત્રલેખા.

ગભરાટ જવા દે. તું અદૃશ્ય છે; વળી મહિષી[1] વ્રતસંબંધી આરાધના કરવાને આવતી દેખાયછે માટે તે વધારે વાર અહિ રેહેશે નહિ.

---

## પ્રવેશ ૬ ઠો.

**દેવી, પરિજન, ચેટી, વિદૂષક, રાજા, ઉર્વશી, ચિત્રલેખા, કંચુકી.**

દેવી.

[ ચંદ્રભણી જોઈને.

સખી! આ રોહિણીના યોગે કરીને ભગવાન્ મૃગલાંછન[2] અધિક શોભેછે.

ચેટી.

રાણી સાહેબના યોગવડે મહારાજ પણ હવણાં અતિ રમણીય દેખાશે.

[ તેઓ પરિક્રમણ કરેછે.

વિદૂષક.

[ રાજાને

---

[1] રાજ અભિષેક થતી વેળાએ જે રાણી હોય તે. [2] જેનામાં હરિણનું ચિન્હ છે એવો ચંદ્ર.

હા, હા, હવે હું સમજ્યો. સ્વસ્તિવાચન માટે એ આવેછે; અથવા મારી આંખ્યે એ પ્રસન્ન દેખાયછે તેથી મને લાગેછે કે ચંદ્રવ્રતના મિષવડે આપના ઉપરથી રોષ ઉતારી નાંખેલો બતાવવાને આવેછે.

રાજા,

[ હસીને.

તેં બે કારણ કહ્યાં તેમાંથી પછવાડેના કારણ માટે એ આવેછે એમ મને લાગેછે.

( સવૈયો—એકત્રીસો. )

ધોળાં વસ્ત્ર સજ્યાં છે, માત્રજ મંગળે[1] આભૂષણ છે અંગ,
દુર્વાંકુરથી[2] કરી કપાળે પિયળ વિચિત્રજ રૂડે રંગ,
વ્રતનું મિષે[3] ધારણ કીધેલી, ગર્વ તજ્યો છે એવી જેહ,
જોતાં વાંતજ મુજને આજે પ્રસન્ન બહુ લાગેછે એહ. ૫૩

દેવી.

[ પાસે આવીને.

જય થાઓ, આર્યપુત્ર[4] આપનો જય થાઓ.

પરિજન.

જય થાઓ, મહારાજ આપનો જય થાઓ.

વિદૂષક.

તમારૂં કલ્યાણ થાઓ.

રાજા.

દેવી તમે ભલે પધાર્યાં.

[ હાથ ઝાલીને બેસારેછે.

ઉર્વશી.

દેવી શબ્દવડે બોલાવેછે તે યોગ્યજ છે; એ કાંઇ રૂપમાં ઇન્દ્રાણીથી જાય એવી નથી.

---

[1] ઘરેણું પેહેરવાને દરેક ઠેકાણે માત્ર એકેક ઘરણું પેહેરવું તે. [2] દ્રોની અણીવતે. [3] બાહાનું. [4] નાટકમાં સ્ત્રી પોતાના ધણીને એ નામથી બોલાવેછે.

### ચિત્રલેખા.

સખી! તારા મનમાં કાંઇક છે અને બોલેછે કાંઇક તેથી મને લાગેછે કે તારે એ મ્હો છે.

### દેવી.

આપને સમક્ષ રાખીને મારે કોઈ વ્રત સંપાદન કરી લેવાનું છે, માટે બે ઘડી અડચણ વેઠવી પડશે.

### રાજા.

માણવક! આને અડચણ તો નહિ પણ એક જાતની કૃપા ગણવી જોઇયે, નહિ વારૂં?

### વિદૂષક.

આવી જાતનાં સ્વસ્તિવાચન કરવાનાં મળે તો હું તો સદાય અડચણ વેઠું.

### રાજા.

દેવીના વ્રતનું નામ શું?

[ દેવી નિપુણિકાના મુખ સામું જુવેછે.

### ચેટી.

મહારાજ! આ વ્રતનું નામ પ્રિયપ્રસાદને.

### રાજા.

[ દેવીના સામું જોઇને.

( સવૈયો એકત્રીસો.)

હે કલ્યાણી! આ વ્રત કરીને કમળનાલ સમ કોમળ અંગ,
શું કરવા ગાળી દેછે તું, રાત્ર દિવસ ખેંચીને રંજ;
જે તુજ સેવક અતિ આતુર થઇ તારી બહુ ઇચ્છેછે પ્રીત,
તેવા જનની પ્રસન્નતા તું ઇચ્છેછે એ કોની રીત! ૫૪

---

* પોતાનું વાહાલું મનુષ્ય હોય તેને રીઝવવાનું વ્રત.

ઉર્વશી.

[ ધ્યાન ન દેતાં જરા હશીને.

રાણીનું રાજા આગળ બહુ માન દેખાયછે !

ચિત્રલેખા.

સખી મુગ્ધા, બીજાના ઉપર પ્રીતિ રાખનારા ચતુરજન ઘણા યુક્તિવાળા હોયછે.

દેવી.

આર્યપુત્ર આટલા બધા પ્રસન્ન થઈ ગયા એજ આ વ્રતનો પ્રતાપ.

વિદૂષક.

[ રાજાને

મહારાજ આપ ચૂપ રોહો. વાહાલાના બોલ સામે બોલવું ઘટાર્થ નહિ.

દેવી.

દારિકો[1] ! સામગ્રી લાવ, આ મણિમંદિર ઉપર ચંદ્રનાં કિરણ પડેછે તેની પૂજા કરૂં.

પરિજન.

રાણી સાહેબની આજ્ઞા પ્રમાણે આ રહી સામગ્રી.

દેવી.

લાવ મારી પાસે. ( ફૂલ ઇત્યાદિ લઈને ચંદ્રકિરણની પૂજા કરીને ) સખી, આ લાડું આર્ય માણવક તથા કંચુકીને વેંહેંચી આપ.

પરિજન.

જેવી રાણી સાહેબની આજ્ઞા. આર્ય માણવક ! સ્વસ્તિવાચન કર્યું તેના ભાગનું આ લ્યો.

વિદૂષક.

[ લાડુ નું વાસણ લઈને

---

[1] દાસી.

સ્વસ્તિમસ્તુ. આ વ્રતનું બહુ ફળ તમને થાઓ.

**ચેટી.**

આર્ય કંચુકી ! આ તમે લ્યો.

**કંચુકી.**

[ લઈને.

રાણી સાહેબનું કલ્યાણ થાઓ.

**દેવી.**

આર્યપુત્ર, અહિ પધારિયેજી.

**રાજા.**

આ આવ્યો.

**દેવી.**

[ રાજાની પૂજા કરીને તથા હાથ જોડીને.

આ રોહિણીચંદ્રના દિવ્ય જોડાને સમક્ષ રાખીને, હું આર્યપુત્રની પ્રસન્નતા સારૂ કહુંછું કે, જે સ્ત્રીને આર્યપુત્ર ચાહાયછે અને આર્યપુત્રની પ્રીતિ જે સ્ત્રી ઇચ્છેછે તેનો સમાગમ સુખે થાઓ. મારો એમાં કશોય બાધ નથી.

**ઉર્વશી.**

આ તો આશ્ચર્યની વાત, હવે એના મનમાં બીજું ગમે તે હો પણ હવણાં તો મારૂં હ્રદય વિશ્વાસ ઉપજવાથી સ્વચ્છ થયું.

**ચિત્રલેખા.**

સખી ! મહા પ્રતાપવાન અને પતિવ્રતા દેવિયે હાં ભણી છે તેથી કાંઇ પણ અડચણ થયાવિના તારા પ્રિય સાથે તારો સમાગમ થશે.

**વિદૂષક.**

[ મુખ ફેરવીને પોતાનીમેળે.

કોઇના હાથ કાપીને કાપનાર તેની પાસેથી નાશી જવા માંડે. તેને પે-

બો કપાયલા હાથ વાળો કેહે કે, જા ભાઈ વેહેલો વેહેલો નાશી જા તું ઉગ-રશે તો મને પુણ્ય થશે, તેના જેવુંજ આ થયું. ( પ્રકાશપણે. ) અહો રાણી સાહેબ, મહારાજના ઉપર આપનો અભાવ થયો છે કે શું ? જે તમે એમને બીજાને સ્વાધીન કર્યા !

દેવી.

મૂઢ, હું મારૂં સુખ જવા દઇને આર્યપુત્રનું સુખ ઇચ્છુંછું એટલા ઉપરથીજ તું સમજી લે કે આર્યપુત્ર મને પ્રિય છે કે નહિ.

રાજા.

( વસંત તિલકા. )

જો તું મને અસહેને[1] પરનેજ આપે,
વા, તું કરી નિકટેનો[2] નિજ દાસ સ્થાપે;
તેનેવિષે ઘટિત હું, ગુણું છું તને તો,
શંકા કરેછ પણ તેમ ન તું મને તો. ૫૫

દેવી.

ભવતુ; પ્રિયપ્રસાદન વ્રત મેં યથાવિધિ[3] પરિપૂર્ણ કરી લીધું. માટે પરિજન, ચાલો હવે આપણે જઇયે.

રાજા.

ત્યારે પ્રસન્ન કરેલાને તે છોડી દઇને જવાતું હશે !

દેવી.

આર્યપુત્ર ! મારા વ્રતનું કામ સમેટવાનું હજી થોડુંક બાકી રહ્યું છે.

[ એમ કહી પરિજન સહિત જાયછે.

ઉર્વશી.

સખી ! રાજર્ષિની દેવીના ઉપર ઘણી પ્રીતિ છે, તથાપિ મારૂં હૃદય પાછું વાળી શકાતું નથી.

---

[1] જેનાથી કશું સહન થાય નહિ એવી. [2] પાસેનો. [3] જેમ ઘટે તેમ.

ચિત્રલેખા.

અચળ આશા તે કેમ પાછી કાહાડી લેવાય ?

રાજા.

[ આસન ઉપર બેશીને.

મિત્ર ! દેવી દૂર ગઇ કે ?

વિદૂષક.

રોગીને કરાર થવાનો નથી એવો નિશ્ચય થવાથી વૈદ્ય જેમ તેને છોડીને જાય તેમ રાણી સાહેબ આપને છોડીને ગયાં, માટે આપને જે કેહેવાનું હોય તે હવે નિર્ભય થઇને કોહો.

રાજા.

અહો, ઉર્વશી !

ઉર્વશી.

[ અદશ્ય રહીને મનમાં.

આજે એની આશા પૂર્ણ થશે.

રાજા.

( શાર્દુલ વિક્રીડિતછંદ. )

પાડી નૂપુર શબ્દ ગૂઢ કરણે, થંડા કરે કાનને,
આવીને હળવે રહી કવ કરે, ઢાંકે પછી નેનને;
આવે તે મુજ મે'લ મંદ ગતિથી, ધીરે રહી ઉતરી,
લાવે જો ચતુરા સખી ડગ ભરી, તો થાય શાન્તિ ખરી. ૫૬

ચિત્રલેખા.

સખી, ઉર્વશી ! એનો આ મનોરથ પૂર્ણ કર.

ઉર્વશી.

[ ડરતી ડરતી.

હું ખેલ મચાવુંછું ત્યારે.

[ પછવાડે જઈને પોતાના હાથવતે રાજાની આંખ્યો ઢાંકેછે.
ચિત્રલેખા વિદૂષકને સંજ્ઞા કરેછે.

રાજા.

[ સ્પર્શથી ચમકીને.

મિત્ર ! શ્રી નારાયણની ઉરૂમાંથી ઉત્પન્ન થયેલી સુંદર ઉરૂવાળી આ છે, નહિ વારૂ ?

વિદૂષક.

એજ છે એવું આપે શા ઉપરથી જાણ્યું ?

રાજા.

એટલાજ ઉપરથી કે,—

( ગીતિ. )

વણ એનો કર અડવે, ક્યમ કરી[1] પુલકિત શરી[2]ર બને મારૂં,
કુમુદનિ[3] ચંદ્રકિરણ વણ, ક્યમ કરી પ્રફુલિત બને કહો વારૂં. ૫૭

ઉર્વશી.

અહો, આ તો નવાઈની વાત ! વજ્રલેપથી મારા બન્ને હાથ જડાઈ ગયા હોય તેમ મારાથી ઉપાડી શકાતા નથી. ( એ પ્રમાણે કહી અર્ધી આંખ્યો મીચીને, રાજાની આંખ્યો ઉપરથી હાથ ઉપાડી લઈ, ડરતી ડરતી જરા પાસે આવીને ) જય જય મહારાજ !

ચિત્રલેખા.

મહારાજ ! આપને સુખ છે કની ?

રાજા.

ખરે તે પ્રાપ્ત થયુંજ.

ઉર્વશી.

સખી ! દેવિયે મહારાજ મને આપી દીધા; તેથી પ્રીતિને લીધે હું અંગસ્પર્શ કરીને બેઠી છું માટે તું મને અમર્યાદ સમજીશ નહિ.

---

[1] શરીરનાં રૂવે રૂવાં ઉભાં થવાં [2] પોયણી જે ચંદ્ર પ્રકાશથી ખીલેછે તે.

### વિદૂષક.

અરે તમારે બેને અહિ સૂર્યાસ્થ થયો છે કે શું !

### રાજા.

[ ઉર્વશીને જોઈને

( કાવ્યછંદ. )

શરીર માહરૂં તને દેવિયે આપ્યું જાણી,
તે પર સત્તા કરે તાહરો માલ પ્રમાણી;
પણ તે પેહેલાં હ્રદય માહરૂં ચોરી લીધું,
તે વેળા તું બોલ, અનુમત કોનું લીધું. ૫૮

### ચિત્રલેખા.

મહારાજ ! એનો ઉત્તર મારી સખીથી દઈ શકાવાનો નથી, હું આપને એક વિનતિ કરૂંછું તે સાંભળિયે જી.

### રાજા.

હું સાંભળવાને તૈયાર છું.

### ચિત્રલેખા.

વસંતઋતુ થઈ રેહે કે તરત ઉન્હાળામાં ભગવાન સૂર્યની[1] મારે આરાધના કરવાની છે; માટે મારી આ સખી ને સ્વર્ગ સાંભરે નહિ એવી આપે તેની સંભાળ રાખવી.

### વિદૂષક.

સ્વર્ગ તે શું કરવાને સંભારશે ! ત્યાં નથી ખાવાનું, નથી પીવાનું, પણ કેવળ માછલીની પેરે પાંપણે પાંપણ મેળવ્યા વિના રેહેવાનું છે.

### રાજા.

મિત્ર !

( ગીતિ )

અકથ્ય[1] સ્વરગનું સુખ તે, મારાથી કયમ કરી વિસરાવાશે,
પણ પરસ્ત્રીને દુર્લભ[2] તે આ, સેવક, પુરૂરવો થાશે. ૫૯

---

[1] કેહેવાય નહિ એવું. [2] બીજી સ્રીને મળવો કઠણ એવો જે હું તે એનો સેવક થઈને રહીશ.

### ચિત્રલેખા.

મારા ઉપર કૃપા કરી; સખી, ઉર્વશી ! હવે નિર્ભય થઈને મને જવાની આજ્ઞા આપ.

### ઉર્વશી.

[ ચિત્રલેખાને ભેટીને કરુણા સહવર્ત્તમાન.

સખી, તું મને વિસારી દઈશ નહિ.

### ચિત્રલેખા.

[ હસતે મુખે.

તને તારા પ્રિયતમનો સમાગમ થયો માટે મારે તારી એવી પ્રાર્થના કરવી જોઈયે.

[ રાજાને પ્રણામ કરીને જાયછે.

### વિદૂષક.

મહારાજ સુખી થાઓ, અને મનોરથ સિદ્ધિઓ વરો.

### રાજા.

ત્યારે જો આ મારી મનોરથ સિદ્ધિ.

( હરિગીત. )

સામંત કેરા મુકુટમણિથી, પાગપિઠે[1] રંગાય છે,
જે છત્ર એકજ અવનિ માંહિએ[2] પ્રભુતા[3] ગાયછે;
એવો હું ઉર્વશી દાસ થઈને, જે કૃતારથ થઈ ગયો,
તેવો ન કંઈ એ ઠાઠમાઠથી[4], આજ હું જરિયે થયો. ૬૦

### ઉર્વશી.

મારામાં વાણી વડે વધારે બોલવાની શક્તિ નથી.

### રાજા.

[ ઉર્વશીને હાથવતે ઝાલીને.

---

[1] ખંડિયારાજા. [2] આસન ઉપર બેસતી વેળાએ પગ મૂકવાનો બાજઠ. [3] પૃથ્વીમાં આત્ર મારેજ માથે છત્ર થાયછે. [4] મ્હોટાઈ.

અહો, ઇચ્છેલી વસ્તુની પ્રાપ્તિ થવાથી જે જે દુઃખદાયક હતું તે તે સુખદાયક કેવું થઈ ગયું!

( કાવ્યછંદ. )

એજ ચંદ્રનાં કિરણ, શરીરને અતિ સુખ દે છે,
એજ કામનાં બાણ, હવે અનુકૂળ વર્તેછે,
હે સુંદરિ ! તુજ વિરહ, થકી હતું જે જે દુખકર,
તે તુજ સંગે કરી, થયું છે સર્વે સુખકર. ૬૧

ઉર્વશી.

સેવામાં આવી હાજર થવાને મેં વાર કરી તેથી મારો મ્હોટો અપરાધ થયો.

રાજા.

સુંદરી એમ મા બોલ.

( ગીતિ. )

પ્રથમ સહન દુખ કીધું, ત્યાર પછી સુખ થતાં સરસ લાગે,
તાપે બળનારાને, જ્યમ તરૂ છાયા સુખકર બહુ લાગે. ૬૨

વિદૂષક.

હે પૂજ્યા ! પ્રદોષ સમયનાં રમણીય ચંદ્રકિરણની બાહાર મારી લીધી હવે તારે મંદિરમાં પ્રવેશ કરવાનો સમય થયો.

રાજા.

મિત્ર ! તું તેને માર્ગ બતાવ.

વિદૂષક.

આ રસ્તે, પૂજ્યા, આ રસ્તે.

[ એ પ્રમાણે જાયછે.

રાજા.

સુંદરી ! મારી એક એવી પ્રાર્થના છે,

---

१ આડ.

ઉર્વશી.

કેવા પ્રકારની તે !

રાજા.

(કાવ્યછંદ.)

પૂર્વે મારી આશ હતી નહિ કંઇ લાધેલી,
રાત્રી શતપટે વધી, જતી નહિ મારી વે'લી,
હે સુભ્રે ! તે આજ વધી તુજ સંગે વીતે,
તો પછી[1] અવની માંહ નહિં કો મુજને જીતે. ૬૩

[ એમ કહી જાયછે.

તૃતીય અંક સમાપ્ત.

---

[1] સો ધણી.

# विक्रमोर्वशी त्रोटक.

## અંક ૪

### પાત્ર.

સહજન્યા } ........ સ્વર્ગની અપ્સરા, ઉર્વશીની સખિયો.
ચિત્રલેખા }

પુરૂરવ ............... પ્રતિષ્ઠાન નગરનો રાજા.

ઉર્વશી .................. તેની પ્રિયા, સ્વર્ગની અપ્સરા.

સ્થળ સ્વર્ગ, તથા ગંધમાદન વન.

### સૂચન.

રાજા પોતાના પ્રધાનોને રાજ્ય સોંપી ગંધમાદન પર્વતના વનમાં ઉર્વશીને લઈને ક્રીડા કરવા જાયછે, ત્યાં કુમારવનમાં પ્રવેશ કરતાં ઉર્વશી વેલરૂપ બની જાયછે, તે વિષેની સહજન્યા અને ચિત્રલેખા પ્રવેશકમાં વાતચીત કરેછે. રાજા ઉર્વશીના વિયોગથી ગાંડો બની જાયછે, અને તેનો શોધ કરવા કૈલાસ પર્વતના પ્રદેશમાં ભમતો ફરેછે અને જેને જુવેછે તેને ઉર્વશીના સમાચાર પૂછતો ફરેછે. કોઈવાર તેનું ચિત્ત ઠેકાણે આવેછે અને કોઈવાર પાછું ભમી જાયછે. છેવટે મેળાપ કરાવનારો સંગમનીય નામનો મણિ તેને હાથ લાગેછે, પણ તે નાખી દેછે, તેને આકાશ વાણીથી સૂચના મળેછે કે એ તારી પ્રિયાનો મેલાપ કરાવનાર મણિ છે માટે નાંખી દઈશ નહિ. આ વાંત સાચી માની તે મણિ પોતાની પાસે રેહેવા દેછે. અને જે ઠેકાણે ઉર્વશી અલોપ થઈ ગઈ હતી તે ઠેકાણે આવેછે; ત્યાં ઉર્વશીરૂપ વેલ જોઈને તેના ઉપર તેને સ્વાભાવિક પ્રીતિ ઉપજેછે તેથી તેને ભેટેછે એટલે સંગમનીયના યોગે ફરીને ઉર્વશી પોતાના હતા તેવા રૂપમાં આવી જાયછે. અને આવો બનાવ કેમ બન્યો તેનું કારણ, રાજાને કહી બતાવીને પછી વનમાં ક્રીડા કરતાં ઘણા દિવસ થયા તેથી પ્રધાનમંડળ રાજદ્રોહી થઈ જશે એમ સમજાવી રાજાને લઈને ઘેર જાયછે.

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ સ્વર્ગ.

**સહજન્યા તથા ચિત્રલેખા**

( નેપથ્યમાં ગીતિ. )

સૂર્યકિરણથી વિકસિત[1] કુવ જેમાં, તે સરતટની[2] ઉપરે,
પ્રિય સખી વિયોગ વિમનો[3],વ્યાકુલ સખી સહિત થાતી શોક કરે. ૬૪

( પછી સહજન્યા તથા ચિત્રલેખા પ્રવેશ કરેછે. )

**ચિત્રલેખા.**

[ દુહો ગાતી ગાતી દિશાભણી જુવેછે.

સ્નિગ્ધસ્નેહથી સરઉપર, સખી દુખ સહી સહી કાય;
આંસુવાર કરી હંસી એ, બહુ શોકાતુર થાય. ૬૫

**સહજન્યા.**

[ ખેદ પામીને.

ચિત્રલેખા ! કમળ કરમાઇ જવાથી કાળું પડી જાયછે તેમ તારા મુખની છાયા થઈ ગઈ છે તેથી તારા હૃદયમાં કાંઈ ઊંડું દુઃખ હોય એમ જણાયછે; માટે તું મને તારા દુઃખનું કારણ કેહે કે હું તેમાં ભાગિયણ થાઊં.

**ચિત્રલેખા.**

[ દયા ઉપજે એવી સ્થિતિમાં.

સખી ! ભગવાન્ સૂર્યની સેવામાં રેહેવાનો અપ્સરાઓનો એક પછી એક વારો આવેછે તેમાં ભાગ લેનારી આપણી પ્રિયસખી ઉર્વશી અહિં છે નહિ ને વસંત ઋતુનો સમય તો આવ્યો તેથી મારા મનમાં ઘણી ઉત્કંઠા[4] થાયછે.

---

[1] પ્રફુલ્લિત થયેલું. [2] તલાવની પાળ. [3] હૈયા સૂની. [4] દીલગીરી.

**સહજન્યા.**

સખી! તમારો અન્યોઅન્યનો પ્રેમ હું જાણુંછું; પછી!

**ચિત્રલેખા.**

તે આવા દિવસોમાં શું કરતી હશે તે જાણવાને મેં સમાધી ધરીને જોયું તો બહુ માઠું થયેલું મારા જોવામાં આવ્યું.

**સહજન્યા**

એવું કેવું!

**ચિત્રલેખા.**

[ કરૂણા ઉપજે એવી રીતે.

લક્ષ્મીવંત રાજર્ષિએ પોતાના પ્રધાનોને રાજકાર્યભાર સોંપ્યો[फ] એટલે ઉર્વશી તેને લઈને કૈલાસ શિખરના પ્રદેશમાંના ગંધમાદનવનમાં ક્રીડા કરવા સારૂં ગઈ છે.

**સહજન્યા.**

[ સ્તુતિ યુક્ત.

એવા પ્રદેશને વિષે મઝા મારવી તેનું નામજ મઝા, વારૂં પછી.

**ચિત્રલેખા.**

પછી, મંદાકિની[ब] નદીને તીરે રેતીના ઢગલા કરીને વિદ્યાધરની[म] ઉદકવતી નામની કન્યા ખેલતી હતી, તેને જોતા રાજર્ષિ એક ક્ષણવાર ઉભા રહ્યા તેથી મારી પ્રિય સખી ઉર્વશી રીસે ભરાઈ.

**સહજન્યા.**

એ એવું સહન કરી શકે નહિ એવી છે અને એની મરજી રાખવી બહુ કઠિણ છે, બનવાકાળ આગળ કોઈનું ચાલતું નથી, વારૂં પછી!

**ચિત્રલેખા.**

પછી એના ભર્ત્તારે ઘણાય કાલાવાલા કર્યા પણ કશું નહિ ગણકારતાં ભરત ઋષિના શાપથી એનું હૃદય મૂઢ થઈ ગયું હતું એટલે દેવતાએ

નિયમ કરેલો વીસરી જઈને, જે કુમારવનમાં કન્યાઓએ પ્રવેશ કરવો જોઈયે નહિ તેમાં એ પેઠી, અને પેઠી એટલે એનું રૂપ બદલાઈ ગયું ને વનની વેલ થઈને રહી.

### સહજન્યા.

[ શોકાતુર થઈને.

એવું કાંઈ નથી કે ભાગ્યનાથી તેનું ઉલંગન થાય નહિ, નહિ તો ઉર્વશીનું રૂપ બદલાઈને વળી આવું થાય ! વારૂ, પછી, પછી.

### ચિત્રલેખા.

રાજા પણ એજ વનમાં પ્રિય સખીને શોધતો ઘેલો બની ગયોછે. ઉર્વશી અહિ હશે, ઉર્વશી તહિ હશે, એ પ્રમાણે રાત્રદિવસ નિર્ગમન કરેછે. ( આકાશ ભણી જોઈને. ) અને સુખીને પણ ઊત્કંઠા કરાવે એવો આ મેઘોદયે[1] છે તેથી એને અધિક દુઃખ થશે એમ મને લાગેછે.

[ તેટલી વારમાં, ]

( દુહો. )

સ્નિગ્ધ સ્નેહથી સરઉપર, સખી દુખ સહી સખી કાય
અતિ ઉન્હાં આંસુવડે, બહુ શોકાતુર થાય. ૬૬

### સહજન્યા.

સખી ! એનો સમાગમ કરાવાય એવો કાંઈ ઉપાય છે !

### ચિત્રલેખા.

પાર્વતીના પગના રંગથી ઉત્પન્ન થયેલા સંગમનીય મણિ વિના સમાગમ કરાવાનો બીજો શો ઉપાય.

### સહજન્યા

લક્ષણવંત દેહવાનજનોને માથે સદાકાળ દુઃખ આવી પડેલું રેહેતું નથી; તેથી મને લાગેછે કે ઈશ્વર કૃપાએ કરીને બન્નેનો સમાગમ થાય

---

[1] વર્ષાદનો ઊદય.

એવો અવશ્ય કાંઇ ઉપાય હશે અરે. (પૂર્વ દિશા ભણી જોઇને) સખી, આવાં હવે ઉદયાધિપતિ ભગવાન સૂર્યની ઉપાસના કરિયે.

(તેટલી વારમાં વચ્ચે લલિત છંદ.)

મન ઘણું થયું ખિન્ન ફીકરે,
નિરખવા સખી, ઝૂરતી ફરે;
કુવ[1] ખિલ્યાં રૂડાં, જે ઘણાં સેરે
તહિ વિહાર તો હંસી જે કરે. ૬૭

[ એમ કહી જાયછે. પ્રવેશક સમાપ્ત થયો.

---

## પ્રવેશ. ૨ જો.

### સ્થળ, કૈલાસ શિખરનો પ્રદેશ.

### પુરૂરવ.

[ નેપથ્યમાં.

(કાવ્ય છંદ)

ગજયૂથ[2] કેરો રાય, પ્રિયાના વિરહે[3] કરીને,
પ્રકટ થયે ઉન્માત[4], ફરે વિકાર ધરીને;
તરૂતણાં તે પુષ્પ અને પલ્લવ ગ્રહી લેછે,
ગંડસ્થળ શૃંગાર સજી વનમાં બેસેછે. ૬૮

### રાજા.

[ આકાશમાં લક્ષ લાગેલું અને ઉન્મત્ત થયેલો, ક્રોધાયમાન થઇને.

ઓ, દુષ્ટ; રાક્ષસ ! ઉભો રેહે, ઉભો રેહે; મારી પ્રિયતમા લઇને ક્યાં જાયછે ! (જોઇને) પર્વતના શિખર ઉપરથી આકાશમાં જઇને બાણનો મારા ઉપર વર્ષાદ વરસાવેછે; (એમ કહી હાથમાં રોડુ લઇને મારવાને ધાયછે પછી નીચેની ગીતિ ગાતાં દિશા ભણી જોઇને.)

---

[1] તલાવમાં. [2] હાથિયોનું ટોળું. [3] વિયોગ. [4] મદ.

( ગીતિ. )

દયિતાદુઃખ ધરી[1] દિલમાં, અકળાઈ અતિ અશ્રુપાત જેહ કરે,
એવો હંસ તરૂણ જે સરપર ફફડાવી[1] પાંખ શોક ધરે. ૬૯
[ ઓળખીને, કરૂણા ઉપજે એવો દેખાવ કરી. ] શું !

( સવૈયો. )

આ તો નભમાં[2] નવો મેઘ છે, નથી મસ્ત એ રાક્ષસ કોય,
આ ખેંચેલું ઇન્દ્ર ધનુષ્ય છે, રાક્ષસ કેરૂં ધનુષ્ય નહોય,
ધારાનો આ પડું પાત છે, ધાડી શરવૃષ્ટિ[4] નહિ સોય,
આ સોનાલીટી સમ વીજળી, પણ એ મારી પ્યારી ન્હોય. ૭૦
[એ પ્રમાણે મૂર્છાગત થઈ પડેછે. ને પછી દુહો ગાતો ગાતો ઉઠીને નિશ્વાસ નાંખતાં]
હવે મેં જાણ્યું; જેમ કાળારંગનો મેઘ નવીન વીજળીને લઇ જાયછે તેમ મારી મૃગલોચનીને કોઈ રાક્ષસ હરી જાયછે.

( એ પ્રમાણે કરૂણા ઉપજે એવી રીતે ચિંતન કરીને )

અરે તે ક્યાં ગઇ હશે વારૂ !

અથવા,

( મનહર. )

કદાપિ કોપે કરીને એ અદૃશ્ય રહી હશે,
પણ ઝાઝીવાર રોષે રેવા રીતિ છે નહિ;
અથવા કદાપિ પ્રિયા સ્વર્ગમાંહ ગઈ હશે,
પણ મુજમાં ગુંથાયું મન એનું છે સહી,

( રોષસહિત. )

દેવ કેરા શત્રુ એને ઝાલી ગયા હોય પણ,
તેઓનું ન બળ લઇ જવા આવીને અહિં;
થઈ અતિ અગોચર મારી આંખ્ય થકી એ તો,
એવો આ પ્રારબ્ધયોગ આવ્યો મુજને કહિ ! ૭૧

[1] પ્રિયા, વાહાલી સ્ત્રી. [2] આકાશ. [3] સુંદર ધારાથી વર્ષાદ વરસેછે. [4] બાણ. [5] દેખાય નહિ એવી.

( દુહો ગાતાં ગાતાં દિશા ભણી જોઇને તથા નિશ્વાસ નાંખીને અને આંખ્યમાં આસું આણીને. )

અહો, ભાગ્યહિણ જનને દુઃખની સાથે દુઃખ જોડાયલું છે. કેમકે,

( સવૈયો—એકત્રીસો. )

નવા મેઘનો ઉદય થવાથી, છત્ર તણી તો ગરજ ન કાંય,
એવા અતિ રમણીક દિવસોમાં, વિયોગ પરમ પ્રિયાનો થાય;
પડે આવીને ઓચિંતો ને વળી તે અતિ દુઃસહ[1] થઈ જાય,
એવો કપરો વિરહ મુજ થકી, આ દિવસોમાં કયમ સે'વાય ! ૭૨

( પછી કાવ્ય છંદ. )

હે જળધર[2] ! સૌ દિશા વર્ષીને નાંખી વ્યાપી,
આજ્ઞા તુજને કરૂ, કોપ તું નાંખજ કાપી;
અથડાતાં અવનીમાં, જોઇશ જ્યારે મુજપ્યારી,
ત્યારે તો હું સહીશ પજવણી સર્વે તારી. ૭૩

(ઉપરનો કાવ્યછંદ ગાતાં ગાતાં ચિંતન કરીને. )

મારા મનમાં સંતાપનો વધારો હું અમસ્થો કરૂંછું મુનિઓએ કહ્યુંછે કે " राजा काल कारणं " ( રાજા પોતાને ફાવે તેવો કાળ કરી દેછે. ) ત્યારે હું આ મેઘનો સમય શામાટે અટકાવું નહિ !

( પછી હરિગીત ગાયછે. )

અલિ[3] ગંધથી બહુ મસ્ત થઈ, ગણુરવ[4] કરે તે ગીતથી,
વાદિત્ર કોકિલ રૂપનાં, વળી વાગતાં શુભ રીતથી;
પવને કરી કંપિત થતા પ્રસરેલ પલ્લવ કર થકી,
શુભ લલિત વિવિધ પ્રકારથી નૃત કરે કલ્પતરૂ નકી. ૭૪

( એ હરિગીતવડે નાચીને)

અથવા હું એને નહિ અટકાવું, કેમકે વર્ષાઋતુમાં ઉત્પન્ન થનારા ચિન્હ વડે મારી મહારાજની હવણાં તે આરાધના કરેછે. ( હશીને )

---

[1] સેહેવાય નહિ એવો. [2] વર્સાદ. [3] ભ્રમરા. [4] ગુંજાર, બણબણાટ.

( મનહર. )

વીજળી રૂપી સોનાથી, શોભાયમાન થયેલો,
એવો રૂડો મેઘ તે તો, છતને ઠેકાણે છે;
નિચુલનાં ઝાડ કેરી ઉડતી મંજરી એ તો,
ચામરનું કામ જેવું જોઇયે તેવું સારેછે;
ઉષ્ણતા ઓછી થવાથી, પટુતર વાણી થવે,
મોર પક્ષી બંદીજન સ્થાને આપ થાયછે,
ધારાસાર એકઠો કરીને આણવા તૈયાર,
એવા નાગે[1] નૈગમેને[2] સ્થાને બની જાયછે. ૭૫

(ફરીથી હરિગીત ગાતાં)

હશે, પણ રાજસામગ્રીનાં વખાણ કરવાથી શું ફળ છે ! હું તો હવે માગી નાશી ગયેલી પ્રિયાને આ વનમાં શોધું.

( શિખરિણી. )

પ્રિયાથી વિખૂટો, અધિક દુખવંતો બની ઘણો,
ઘણો પામ્યો છે એ વિરહ નિજ પ્યારા જન તણો;
ફૂલોથી શોભંતા, ગિરિરણ વિષે શોભતી અતિ,
ગતિ મંદી એવો, શિથિલ થઇ ચાલે ગજપતિ. ૭૬

( પછીથી ૬૯ મી ગીતિ ગાતાં પરિક્રમણ કરીને તથા જોઈને હર્ષ સહિત. )

વાહવા ! મારા ઉદ્યોગમાં મને ઉત્તેજન મળતું જાયછે.

( ગીતિ. )

કેળકુસુમ[3] ચોગરદમ રક્ત[4] અને વચવિષે મળિને[5] ઓપે,
ઉર્વશી નયન સ્મરાવે—ઝળઝળિયાં સહિત રક્ત જે કોપે. ૭૭

અહિયાં થઈને માગી ઉર્વશી ગઇછે એ શા ઉપરથી મારે જાણવું ! આ ઉપરથીઃ—

[1] પર્વત. [2] વ્યાપારી. [3] કેળનું ફૂલ. [4] લાલ. [5] કાળું, મેલું.

( હરિગીત. )

વનથળવિષે વર્ષાદથી ભીંજેલ રેતી કણ ઘણા,
તેને વિષે સુગાત્રી[1] ધરણી ધરણિ[2]પર પગ નિજતણા;
નિતંબ[3]ના ભારે કરી પગપંક્તિ પાછળ ઢળકતી,
અળતાતણા રંગે કરી બહુ લલિત પડશે ઝળકતી. ૭૮

[ ૬૫ મી ગીતિ ગાતાં પરિક્રમણ કરી તથા જોઈને.

વાહવા ! એનો પત્તો લાગવાની સારી નિશાની મળી.

( સવૈયો—એકત્રીસો. )

નિમગ્ન[4] જેની નાભી સારી, એવી મુજ પ્યારીનું એહ,
રોષ થકી ગતિ ભિન્ન ચાલતાં, સરી પડેલું લાગે જેહ;
એવું આ સ્તનઅંશુક[5] જેનું, શુક[6] ઉર[7] સમ છે શ્યામજ સિદ્ધ,
જેને, હોઠ ઉપરની લાલાઈ આંસુએ હરી અંકિત કીધ. ૭૯

ભવતુ, હું એ ઉપાડી લઉછું. ( પરિક્રમણ કરતાં, મનમાં વિચાર કરીને, આંખ્યમાં આંસુ સહિત. ) આ તો ઇન્દ્રગોપ[8]થી પખરાયલી કુમળા ઘાસવાળી જગ્યા દેખાયછે. ત્યારે હવે આ વનમાં પ્રિયાના સમાચાર કોની પાસેથી પામું ? ( જોઈને ) વર્ષાદથી પર્વતના તટસ્થલ ઉપરથી ત્રુટી ગયેલી શિલા ઉપર બેઠેલો આ.—

( ગીતિ. )

સામા પ્રબલ પવનથી, નર્તિત[9] પીછે મયૂર[10] ઉભો જેહ,
ઊંચી ડોક કરીને કંડુ ફેકો[11] ભરી જુવે મેહ. ૮૦

ભવતુ, હું એને જઈને પૂછું.

---

[1] સારા શરીરવાળી. [2] પૃથ્વી. [3] પૂઠ, કેડનો પાછલો ભાગ. [4] ઊંડી. [5] ઘાંઠ ઊપરનું લુગડું. [6] પોપટ. [7] પેટ. [8] લાલ ગાયો જે ચોમાસામાં થાયછે તે. [9] નાચતો. [10] મોર. [11] ગળામાં વાણી ભરેલી તેથી ગળું ફૂલેલું તે.

( એમ કહી ચોપાઇ ગાયછે. )

જેને પ્રાપ્ત થયું છે દુઃખ,
દયિતાદર્શનનો ઉત્સુક;
શત્રુનાશ જે ઝટપટ કરે,
એવો ગજ વિસ્મય ધરી ફરે. ૮૧

( ચોપાઇ ગાઇ રહ્યા પછી ચોપાયા અથવા મરાઠી ચાલની સાખી ગાયછે. )

મોરપતિ તુજને વિનવુંછું; માટે કેની મુજને,
આ કાનનમાં ભમતાં મારી કાન્તા ભેટી તુજને;
સાંભળ ! શશિસમ મુખ એનું છે, ગતિ હંસસમ જેની,
એહ નિશાની તુજને કહી મેં, ઓળખ પડવા એની. ૮૨

( ચોપાયા ગાતાં બેશીને હાથ જોડીને )

( ગીતિ. )

મુજ મન ઉત્કંઠા રૂપ, દીર્ઘાપાઙ્ગા મુજ વનિતા વાલી
સિતાપાઙ્ગ મયૂર તેં જોવા જેવી આ વનમાં ભાળી ! ૮૩

( ચોપાયા ગાતાં બેશીનેજુવેછે )

અરે, આ તો ઉત્તર આપ્યા વિના નાચવાને મંડી ગયો ! ( ફરીને ચોપાયા ગાયછે. ) એને હર્ષ થાયછે તેનું કારણ શું હશે વારૂ ! હાં, હાં, સમજ્યો,

( મનહર. )

મેઘકાન્તિ સમ શોભે, કલાપ સુંદર જેનો,
મંદ મંદ વાયુ વેગ વડે વિખરાયછે,
તે મારી પ્રિયતમાના નાશ થવા થકી જાણે,
અરિવિણ થયો માની મોર મલકાયછે.

---

[1] વન. [2] ચંદ્રનાજેવું. [3] જેના નેત્ર માર્ગ લાંબા એવી, એટલે લાંબી આંખ્યવાળી.
[4] ધોળી આંખ્યવાળો. [5] પીછાંનો જથો. [6] દુશ્મન.

રતિને સમય જેનો શિથિલ[1] થયોછે બંધ,
વળી જેની માંહ રૂડાં કુસુમ શોભાયછે,
એવો હોત સુકેશ્યોનો[2] કેશપાશ[3] તો કલાપે
હરાત ન કોનું મન માટે હરખાયછે. ૮૪

ભવતુ, બીજાના દુઃખથી સુખ પામનારને હું ફરીથી પૂછનાર નથી. ( એમ કહી ૬૪ મી ગીતિ ગાતાં દિશા ભણી જોઈને ) અહો, ગ્રીષ્મ ઋતુના અંતથી પૂર્ણ મદવાન્ થયલી કોયલ જાંબુવાના ઝાડની ડાળી ઉપર બેઠીછે. પક્ષી જાતિમાં એ પંડિત છે માટે એને હું પૂછું.

( એટલીવારવચ્ચે ચોપાયા છંદ ગાયછે. )

વિદ્યાધર નામે વગડામાં, લીન થયો છે પોતે,
દુખથી આંસુપ્રવાહ જેને, ચાલ્યો જોત જોતે;
હૃદય તણો આનંદ બધો તો દૂર કર્યો છે એવો,
ગજપતિ પોતે ભ્રમણ કરેછે જેહ મેઘના જેવો. ૮૫

( ઉપરનો ચોપાયા ગાઈ રહ્યા પછી ગીતિ ગાયછે.)

( ગીતિ. )

મધુર પ્રલાપિનિ[4] કોયલ ! કહી દે મુજને વિનતિ કરૂં તારી,
આ નંદનવન માંહિ જોઈ પ્રિયા મુજ સ્વચ્છંદ ભમનારી ! ૮૬

( એ ગીતિ ગાતાં નાચતો નાચતો પાસે જઈને ઢીચણે બેશીને ) હે પૂજ્યે !

( ચોપાયા. )

તુજને લોકો કામીજન તો કામની[6] દૂતિ કે'છે,
માનવંતીનું માન ખંડવા અચૂક અસ્ત્ર ગણેછે;
લાવ માહરી પાસે એવી તું મુજ પ્રાણ પ્રિયાને
વા, હે મૃદુ ભાષિણિ[5] ઝટપટ એ જ્યાં ત્યાં લઇ જાને. ૮૭

( ડાબા હાથ ભણી જરાવળીને, આકાશ ભણી જોઈને ) તું શું બોલેછે ! તું એમ કેહેછે કે. "તું આવો એનામાં અનુરક્ત થઈ ગયો છતાં તે તને તજીને ગઈ !" ( આગળ જોઇને ) હે પૂજ્યે !

---

[1] નરમ પડી ગયલો. [2] જેના માથાનો ચોટલો ઘણો સરસ એવી. [3] ચોટલો. [4] બોલનારી. [5] કોમળ વાણી બોલવાવાળી. [6] કામ.

( ગીતિ. )

એ કોપી, પણ મેં કંઈ, કોપ્યા સરખું કર્યું નથી સ્મરતું
ધણી પણું સ્ત્રીનું પ્રિયપર, ભાવની ભૂલ્યો ક્ષમા નથી કરતું ૮૮

[જેમ સહવર્ત્તમાન ઢીંચણિયે બેશીને, ઊપરની કવિતા બોલતાં બોલતાં જોઈને] એ શું મારી વાત ઉપર લક્ષ નહિ આપતાં પોતાના કામમાં વળગી ગઈ કે ! એમ કરેસ્તો કેમછે,

( સવૈયો. )

" મ્હોટું પણ પરદુખ્ય શીતળ છે" એ કે'વત ચાલેછે એશ,
હું દુઃખ્યમાં અટવાતા જનની પ્રીર્તિ ઉપર મારી ઠેસ;
અધર ઓષ્ટ પ્રાશને[1] કરવાને મદાંધે[2] પ્રવૃત થાયે જેમ,
રાયજાંબું તાજાં પકિલાં પ્રાશન કરવા ચાલી તેમ. ૮૯

એમ છે તોપણ મારી પ્રિયતમાના જેવી એ મધુરસ્વરવાળી છે માટે હું એના ઉપર કોપ કરનાર નથી. એ સુખી રોહો. હું મારી મારી પ્રિયાની ખોળ બીજે ઠેકાણે કરૂં. ( એમ કહી ઊઠીને ૬૯ મી ગીતિ ગાતાં પરિક્રમણ કરીને જુવેછે. ) અહો ! આ વનની જમણી બાજુએ મારી પ્રિયાના પગના નૂપુર શબ્દ સરખો અવાજ સંભળાયછે, માટે તેણી મગ જાઉં.

( છપ્પય. )

દયિતાવિરહે કરી, ક્લાન્ત[3] પામ્યું મુખ્ય જેનું,
દુઃસહ દુઃખે કરી, ગમન બહુ ધીમું એનું;
સતત[4] ચાલવે નીર, આંખ્ય વ્યાકુળ છે જેની,
વ્યાપ્ત થયે બહુ તાપ, વધી ડિલ[5] બળતા એની;
ખેદાયમાન થઈ અધિક તે, બીકવાન બહુ થાયછે,
એવો કાનનની માંહએ, ગજપતિ[6] ભમતો જાયછે. ૯૦

---

[1] ચૂસવાને. [2] મદ ઊપજવાથી આંધળો થયલો. [3] ઊતરી ગયેલુ. [4] નિરંતર, બધું. [5] શરીર. [6] હાથિયોનો રાજા.

[ પછીથી નીચેની ગીતિ ગાતાં દિશા ભણી જુવેછે.]

( ગીતિ.)

શોકાગ્નિ અતિ ધિકતો, પ્રિય કરિણીનો[1] વિયોગ બહુ દમતો,
જળમયે આંખ્યો એવો[2], વ્યાકુળ થઇ ગજપતિ ફરે ભમતો. ૯૧

( કરૂણા ઉપજે એમ )

અરે ધિક ધિક; મહાકષ્ટ.

( કાવ્ય અથવા રોળા છંદ. )

માન સરોવર જવા, અતિ ઉત્સુક મન હોતાં,
મેઘે કરીને શ્યામ દિશા થઈ, તે મગ જોતાં;
રાજહંસ પક્ષિનો શુણ્યું શબ્દજ સારો,
એ તો મુજ પ્યારીના નૂપુરનો નહિ રણકારો. ૯૨

( એ પ્રમાણે કહીને ઉઠેછે )

ભવતુ, જ્યાં સુધી આ માનસ સરોવરના ઉત્કંઠિત થયલા પક્ષી ઉડી ગયા નથી, તેટલી વારમાં એમને પ્રિયાના સમાચાર પૂછું. ( નાચતો નાચતો જઈને, ઢીંચણે બેશીને.) અહો હો! જળપક્ષિયોના રાજા —

( ચોપાયા છંદ. )

બીસેનું[3] ભાથુ મુખમાં છે તે દે નાંખી, ફરી હરજે,
માનસ સરપર જવું હોય તો, પછી ગમન તું કરજે;
હવણાં કહીને કથા પ્રિયાની દે મુજ દુઃખ વિદારી,
ક્યમ કે સ્વાર્થથી પરાર્થ સાધુ અધિક ગણેછે ભારી. ૯૩

( વાંકું જોઈને )

અહો, તું મારી સામું જુવેછે તે ઉપરથી ઉત્કંઠિત મનવડે તું નક્કી એમ કેહેછે કે “ મેં જોઈછે. ”

---

[1] હાથણી, હાથીની માદા. [2] આંખ્યમાં પાણી ભરાઇ ગયલું એવો. [3] કમળનો નાળ.

( બેશીને કાવ્ય છંદ ગાયછે. )

જો નતભ્રુ[1] મુજ પ્રિયા, કદાપિ આ સરતીરે,
પડી ન તુજ દૃગ્પંથ,[2] ચાલતી ધીરે ધીરે;
તો તુજને ગતિ મંદે એલતાં ડગ ભરવાની,
એ વણ કે' તું ચોર ! મળી ક્યાંથી હરવાની ! ૯૪

તારી ચાલવાની ગતિ ઉપરથી મને એમ લાગેછે કે મારી પ્રિયા તેં-જ લીધી છે. ( ઉપરનો કાવ્ય છંદ ગાતાં બેશીને હાથ જોડીને. )

( ગીતિ. )

મુજ પ્યારી દે પાછી, હંસા ! તેં ગતિ હરી કરી તાલ
ચોરી અંશે[3] ઝલાતાં, આપી દેવો પડે સરવ માલ. ૯૫

( ફરીથી કાવ્યછંદ ગાયછે. )

અલ્યા હંસ ! આ ચતુરાઈ ભરેલી ગતિ તું કોની પાસેથી શીખ્યો ! ( નમ્રતા પૂર્વક ઊપરનો છંદ ભણીને, ફરીથી ઊપરનો કાવ્ય છંદ ગાઈને તિરસ્કાર પૂર્વક ફરીથી પાછો છંદ ભણેછે. અને ૯૧ મી ગીતિ ગાતાં ધારીને જોઈને )

ચોરને શિક્ષા કરનાર હું રાજા છું એવું જાણી તે બીની ઉડી ગયો, માટે હું બીજે ઠેકાણે જાઉં ( ગીતિ ગાતાં પરિક્રમણ કરીને તથા જોઈને ) અહો પેલો ચક્રવાક પોતાની પ્રિયા લઈને બેઠો છે. ચાલ હું એની પાસે જાઉં.

( જતાં નીચેની ગીતિ ગાયછે. )

( ગીતિ. )

મર્મર*શબ્દે મનહર, તરૂવરપલ્લવ કુસુમિત જે વનમાં,
ઉન્મત, પ્રિયા વિરહથી, એવો ગજપતિ ભમેછ કાનનમાં. ૯૬

[ ઉપરનો છંદ ગાઈ રહ્યા પછી ૭૪ મો ગાયછે. ]

( પછી ગીતિ )

ગોરા ચંદનસમ ને રાતા, તું ચક્રવાક વદ હરખી
ધન્યા ક્રીડા કરતી મધુવાસર[4]માંહ તેં પ્રિયા નિરખી ! ૯૭

---

[1] કમાનદાર ભ્રકુટી વાળી. [2] નજરનો માર્ગ. [3] કઈક ભાગ. [4] વસંત.

( ૭૪ મી ગીતિ ગાતાં પાસે જઈને ઢીંચણે બેશીને. )

( કાવ્યછંદ. )

જેનો કટિપશ્ચાતભાગ, રથચક્રજ જેવો,
તેવી પ્યારી થકી, તજાયો છેકજ એવો;
વિવિધ મનોરથ ભર્યો[1] રથી પોતે તો હું છું,
રથાંગ[2] પક્ષી ભાઈ! તુંને તે હું પૂછુંછું. ૯૮

"આ કઃ ક?" ( કોણ, કોણ ) એમ તે બોલે છે? શું મને એ, ઓળખતો નથી?

( ગીતિ )

છે ચંદ્ર સૂર્ય જેના માતામહને પિતામહજ એવો.
ઉર્વશી ને પૃથવિએ સ્વેચ્છાથી પતિ કરેલ હું તેવો. ૯૯

આ તો બોલતો ચાલતો નથી, હશે, હું એને બે કઠિણ વચન કહું. ( ઢીંચણિયે બેશીને ) પોતાના અનુભવથી બીજાનું દુઃખ તારે જાણવું જોઈયે, કેમકે.

[ મનહર. ]

સરોવર વિષે માત્ર નલિનીના પત્ર વડે,
તારી સહચરી કેરૂ શરીર ઢંકાયછે;
તેટલીજ વારમાં તું તેને બહુ દૂર જાણી,
આતુર થઈને તું તો અતિ અકળાયછે;
એ પ્રમાણે તું તો તારી સ્ત્રીના સારા સ્નેહ લીધે,
વિયોગી રે'વા બીકણ બહુ બની જાયછે;
ત્યારે હું વિધુર[3] એવો મુને મુજ પ્રિયા કેરા,
સમાચાર કે'વા કાજ કેમ આવો થાયછે. ૧૦૦

( બેશીને )

સર્વ પ્રકારે મારા ભાગ્યનો ફેરફાર થવા બેઠો છે તેનો આ પ્રભા-

---

[1] યોદ્ધો. [2] ચક્રવાક. [3] દુખિયો થઈ ગયેલો; પ્રિયાનો વિયોગ પામેલો.

વ છે. ત્યારે હું હવે બીજી જગ્યાએ શોધ કરીશ.

( ૯૧ મી ગીતિ ગાતાં પરિક્રમણ કરીને, તથા જોઈને ) અહો.

( ગીતિ. )

અધરામૃત ચુંબંતાં, કરતું મુખ શીતકાર જ્યમ એવું
કમળ મને અહિ રોકે, જેમાં ગણુરવ ભ્રમર કરે તેવું. ૧૦૧

'એને પૂછ્યું નહિ' એવો વયા પછી, પછવાડેથી, પશ્ચાત્તાપ થાય નહિ એટલા માટે કમળમાં શયન કરનાર ભ્રમરને હું પૂછું.

( ગીતિ.)

એકક્રમ વર્ધિત છે, ગુરુતર પ્રેમરસ જેહનો એવો
હંસ તરુણ, સરમાંહિ, રતિવશ થઈને કરે ક્રીડા તેવો. ૧૦૨

( ઉપરની ગીતિ ગાતાં બેસીને તથા હાથ જોડીને. )

( ચોપાયા અથવા મરાઠી ચાલની સાખી. )

હે મધુકર ! મદિરાક્ષી કેરા સમાચાર કે' મુજને,
અથવા, મુજને લાગે છે કે, વરતનુ મળી ન તુજને,
કયમ કે, એની વદન વાસના, તુજને હોય મળેલી
તો તુજને આ પુંડરીક[1]પર પ્રીતિ થાય નહિ વે'લી. ૧૦૩

( ૯૧ મી ગીતિ ગાતાં પરિક્રમણ કરીને તથા જોઈને.

અહો, હાથણી સહિત, ગજરાજ, કદમ્બ ઝાડની ડાળી નીચે બેઠેલો છે, ચાલ હું એની પાસે જાઉં.

( ગીતિ. )

કરિણીના વિરહે કરી, જેને સંતાપ છે ઘણો મનમાં,
મદગંધે કરી ભ્રમરા જેનાપર બણબણ્યાં કરે વનમાં. ૧૦૪

[ ઉપરની ગીતિ ગાતાં ગાતાં જોઈને. ]

અથવા, એની પાસે જવાની આ વેળા નથી.

---

[1] ધોળું કમળ. સામાન્ય કમળ.

( કાવ્ય અથવા રોળા છંદ. )

તાજા પલ્લવ ઘણા, શલ્લકી ઝાડે લેહેકે,
જેનો રસ સુગંધ, મધના જેવો બેહેકે;
તે દયિતા નિજ સુંઢ વડે આણીને આપે,
તેને ખાવા દર્ગ ભલે ભૂખ એની કાપે. ૧૦૫

[ સ્થાનક ભણી જોઈને ]

અહો, એ તો ખાઈ રહ્યો, ચાલ હું એની પાસે જઈને પૂછું.

(કાવ્ય અથવા રોળાછંદ.)

લલિત પ્રહારે કરી, નમાવ્યું તરૂવર જતને,
એવા ગજપતિ ! બોલ, હું તો પૂછુંછું તુજને;
' શશિ કાન્તિ જીતનાર, મોહ ઉપજાવા વાળી,
' એવી મારી પ્રિયા, ચાલતાં કહિં તે ભાળી ?' ૧૦૬

[ બે ડગલાં આગળ જઈને. ]

( ચોપાયા અથવા મરાઠી ચાલની સાખી. )

જાુઈ પુષ્પથી ધવળ ચોટલો, શશિસમ કાન્તિ સારી,
સુખકારક જેનું અવલોકન, સ્થિરયૌવના ભારી;
હે મદકળે[1] યુવતી ! ને ગજપતિ, પૂછું, કો' સંભારી,
તમ કેરી લાંબી દૃષ્ટિએ પડી એવી[2] કો નારી ! ૧૦૭

[ સહર્ષ સાંભળીને. ]

અહોહો ! પ્રિયાની પ્રાપ્તિ સૂચવનારે ગંભીર સ્વરથી કંઠની ગર્જના કરીને મને ધીરજ આપી. તારો ને મારો ધર્મ સમાન છે તેથી તારા ઉપર મને પ્રીતિ ઉપજેછે. શા ઉપરથી ? એમ જો તું પૂછીશ તો,—

( મનહર. )

મંડળિક રાજા તણો મને અધિપતિ કે'છે,
તું પણ નાગાધિરાજ[2] અહિયાં કે'વાયછે;

[1] મદોનમત્ત, [2] તેરછક. [2] હાથિયોનો રાજા.

તારી દાને[1] પ્રવૃત્તિ તો અવિછિન્ને[2] ચાલી જાય,
તે પ્રમાણે મારી પણ તેવી ચાલી જાયછે;
સ્ત્રી રત્નમાં ઉર્વશી છે મારે પ્રિયતમા તેવી,
તારે પણ યૂથમાં આ કરિણી મનાયછે;
મારા જેવું સર્વ તારે, તું પ્રિયા વિરહ પીડ
પણ અનુભવે નહિ એવું મને થાયછે. ૧૦૮

તું સુખી રેહે.

( ૭૧ મી ગીતિ ગાતાં પરિક્રમણ કરીને તથા જોઈને. )

અહો, આ સુરભીકંધર (ય) નામે અતિ રમણીય પર્વત છે; એ દેવાંગનાઓને પ્રિય છે; એની ઉપત્યકા[3] માં મને ઉર્વશી મળશે ?

( પરિક્રમણ કરીને તથા જોઈને. )

કેવો અંધકાર ! હશે, વિજળીના પ્રકાશથી જોઇશ. અરેરે ! મારા ફૂટેલા ભાગ્યને લીધે મેઘ પણ વિજળી વિનાનો થઈ રહ્યો છે, તથાપિ આ પર્વત જોયા વિના હું અહિંથી જનાર નથી.

( એટલી વારમાં વચ્ચે, ગીતિ. )

તીક્ષ્ણ ખુરીથી ખણતો, ધરતીને આ અરણ્યમાં પોતે,
નિજ કામે લાગેલો, ભમે અચળ લીન થઈ સૂકર[4] જોતે. ૧૦૯

( સવૈયો —એકત્રીસો. )

હે પર્વત ! પર્વ[5]માં વળેલી એવી નાજુક નારી જેહ,
પૃથુનિતમ્બ[6] ! નિતમ્બવતી તો તારા સમ શોભેછે તેહ;
રતિ પરિગ્રહ[7] વિષે મંગળા, અલ્પ ભુજાન્તર[8] જેનું બેશ,
એવી આશ્રય લઇને રહીછે તુજ વનાન્તર તણે પ્રદેશ ! ૧૧૦

---

[1] પુણ્ય - હાથીને મદ ઝરેછે તે. [2] જાથું. [3] તળેટી. [4] ભૂંડ. [5] શરીરના સાંધા. [6] જેને ઢાળ છે એવો પર્વત. [7] ગ્રહણ કરવું. [8] સ્તન વિસ્તારથી સાંકડી છાતી થઈ ગયલી.

એ પણ બોલ્યા ચાલ્યા વિના રહ્યો કે ? મને લાગેછે કે, એ વેગળો- છે તેથી સાંભળતો નથી, હશે, એની પાસે જઇને પૂછું.

( માલિની છંદ. )

સ્ફુટિક મણિ શિલામાં, નિર્મળા સૌ ઝરા છે,
બહુવિધ કુસુમોના, શીર તોરા કર્યા છે;
મનહર મંઞુ ગીતો, કિન્નરો[1] ગાય આવી,
( એવા ) પૃથવિધર ! પ્રિયા તું માહરી દે બતાવી. ૧૧૧

( માલિની ગાઇને, બેશીને, તથા હાથ જોડીને. )

( અનુષ્ટુપ. )

રામા[2] રમ્ય[3] વનાન્તરે, ભમંતી વિરહે કરી,
હે સર્વ ગિરિના રાય ! દીઠી સર્વાંગ[4] સુંદરી ? ૧૧૨

( પોતાના શબ્દનો પડઘા થયો તે સાંભળીને કાન દઇને, સહર્ષ )

શું એ એમ કેહેછે કે, " દીઠી સુંદરી "

( દિશા ભણી જોઇને ખેદ યુકત. )

મારા શબ્દો આ ગુફામાં પ્રવેશ કરેછે તેનો પડઘા થતો દેખાયછે ?

( મૂર્છા ખાઇ પડેછે, અને ખેદ પામેછે. )

અરેરે, હું થાકી ગયો, આ ગિરિનદીની તીરે, લેહેરો ઉપર થઇને આવતો પવન ખાઉં.

( ૯૧ મી ગીતિ ગાતાં પરિક્રમણ કરીને તથા જોઇને.)

નવા પાણીથી મલિન થયલી નદી જોઇને રતિ ઉત્પન્ન થાયછે. કેમકે,—

( મનહર. )

એના છે તરંગ તે તો, મારી પ્રિયતમા કેરા,
ભ્રકુટીકટાક્ષ જેવા સરસ શોભાયછે;

---

[1] એક જાતના ગાંધર્વ. [2] સ્ત્રી. [3] સુંદર. [4] જેના સર્વ અવયવ સરસ.

પક્ષિયો પામેલા ક્ષોભ, તેઓની આ હાર તે તો,
મારી પ્રિયાના મેખળા જેવી તે જણાયછે;
ફીણુકેરા જમાવ જે ખેંચાઈ વહી જાય તે,
સંરંભે શિથિલ થતા વસ્ત્રસ્થાને થાયછે;
સ્ખલિત ગતિએ ચાલે વાંકી; તે સર્વ પરથી,
સહન ન થતાં પ્રિયા નદી વહી જાયછે. ૧૧૩
હશે, એને હું પ્રસન્ન કરૂં.

( કાવ્ય અથવા રોળા છંદ. )

દયાયુક્ત ખગ ક્ષોભ તુંજમાં પામ્યા એવી,
સુરસરિતાને તીર જવાને ઉત્સુક જેવી;
ભ્રમરતણો સમુદાય, કરે ગણરવ તુજ માથે,
એવી સુન્દરિપ્રિયા, પ્રસન્ન તું થા મુજ સાથે. ૧૧૪

( કાવ્ય છંદ ગાઈ રહ્યા પછી મનહર. )

પૂર્વ દિશાના પવને, ઉછળતી લ્હેરો રૂપી,
ઉંચા કર્યા હાથ એવો જળનિધિ નાથ જે;
કાંઠાપાણી ઉંચુ નીચું થવા રૂપી તાળ દઈ,
મેઘ રૂપી અંગે નાચે, સુરીતિની સાથ જે;
હંસ, ચક્રવાક, શંખ, શૃંગાર, તિલક સ્થાને,
મગરો, કમળકાળાં, કૌરી, વસ્ત્ર થાયછે;
દશે દિશા રૂંધી દેતો, નવો મેઘકાળ આવ્યો,
તેથી કરી સમુદ્ર તો રાજી થઇ જાયછે. ૧૧૫
( મનહર ગાતાં પાસે જઈને ઢીંચણે બેશીને. )

---

[1] વ્યાકુળતા, ગભરાંમણ. [2] કંડે પેહેરવાનું ઘરેણું. [3] કોપ; વ્યાકુલતા.
[4] દેવતાની નદી, ગંગા. [5] એક જાતનું પ્રાણી.

( સવૈયો—એકત્રીસો. )

પ્રિયવદનારી! તારી સાથે જેણે બાંધી જબરી પ્રીત,
તેનો ભંગ ન થાય એવી જે રાખે મનમાં ચેટક નીત;
એવો જે હું દાસ તાહરો તેનો શો ભાળેછે વાંક,
કે જેથી માનિની તું તો તજી બેઠી છે એવો રાંક! ૧૧૬

શું, આ તો ઉભીજ રેહેછે! અથવા, આ તો ખરેખાત નદી છે, ઉર્વશી ન હોય; જો એમ હોય નહિ તો પુરૂરવને છોડીને સમુદ્રગમન કરનારી કેમ થાય? નિરાશ થઇ જવાથી સુખ પ્રાપ્ત થતું નથી; હશે, મારા દેખતાં, જે ઠેકાણે તે સુનયની અલોપ થઇ ગઈ છે, તે ઠેકાણે હું જાઊં.

( પરિક્રમણ કરીને તથા જોઈને. )

આ બેઠેલા હરિણને મારી પ્રિયાના સમાચાર પૂછું.

( ઢીંચણિયે બેસીને, સવૈયો. )

નવા કુસુમના ગોટા બાઝયા, એવા વૃક્ષતણી જ્યાં હાર,
જ્યાં મદકલ કોકિલ કૂજેછે[2], ભ્રમર કરેછે જ્યાં ગુંજાર,
એવા મનહર નંદનવનમાં[3] કરિણી વિરહથી બાળે કામ
એવો ગજાધિપતિ વિચરેછે, ઐરાવત જેનું છે નામ ૧૧૭

( જોઈને; ગીતિ. )

કૃષ્ણ[4] હરિણ છબી રૂપે, નૂતન શંસ્પો નિહાળવા કાજે,
વન કેરી શોભાએ, નયન કટાક્ષજ ઉઘાડિયાં આજે. ૧૧૮
જો, દોડી આવે પણ બચ્ચુ સ્તનપાને[6] કાજ તો ખાળે,
એની પ્રિયા ભણી તે એક ટશે ને ટશે હરિણ ભાળે. ૧૧૯

[1] સરસ આંખ્યો વાળી. [2] શબ્દ કરેછે. [3] ઇંદ્રનું વન [4] કાળું. [5] લીલાશ. [6] ધાવવા સારૂં.

( સવૈયો. )

સુર સુંદરી, નિતમ્બ ભારે, હંસ ગતિ થી ચાલે જેહ,
પુષ્ટ વળી ઉંચા ઘન સ્તન છે, સ્થિરયૌવના, નાજુક દેહ;
ગગન ઉજાસ પામતા વનમાં ન્યાળી મૃગનયના તેં નાર,
એના વિરહસમુદ્રજમાંથી ઓ ભાઇ! તું મુજને તાર. ૧૨૦

( આગળ જઈ હાથ જોડીને. )

હે હરિણ પતિ!

( ભુજંગ પ્રયાત. )

નિહાળી વને તેં પ્રિયા મારી કે' ની?
નિશાની કહુંછું સુણી તે તું લેની,
પૃથુલોચના[1] છે સખી જેવી તારી,
જણાશે તને સુભગા[2] એવી મારી. ૧૨૧

( જોઈને. )

મારા વચનનો અનાદર કરીને સ્ત્રીના સામો ઉભો રહ્યો કે! ભાગ્ય આવું થાય ત્યારે સર્વ ઠેકાણેથી તિરસ્કાર થાય. ચાલ હું મારી મેળે બીજે ઠેકાણે જાઉં.

( પરિક્રમણ કરીને, તથા જોઈને. )

અહો હો! ઉર્વશી આ માર્ગે ગઈ હોય એવાં ચિન્હ દેખાયછે.

( કાવ્ય અથવા રોળા વૃત. )

ગિષ્મઋતુનો[3] અંત સૂચવે જોતાં તેવું,
અપૂર્ણ કેશર[4] થકી વિષમ ફૂલ જેનાં, એવું
લાલ કદમ્બનું ઝાડ રહ્યું ઓ સારૂં ફાલી,
જેના પુષ્પો તણી પ્રિયાએ વેણી ઘાલી. ૧૨૨

---

[1] વીશાળ આંખ્ય વાળી. [2] સારા ભાગ્ય વાળી. [3] ઊન્હાળો, [4] ફુલમાંના રેષા, તાંતણા.

( પરિક્રમણ કરીને, તથા જોઈને. )

એ શિલાના ચીરા વચ્ચે આ અતિશય લાલ શું દેખાયછે ?

( મનહર. )

સિંહે મારેલા હાથીના માંસનો ન ગોળો એ તો,
કેમકે એ કાન્તિવાન બહુજ દેખાયછે;
આગનો અંગારો એ તો ન હોય કારણ એ કે,
આ વનમાં વરસાદ વર્ષેલો જણાયછે;
અહો ! આ અશોક વૃક્ષ કેરા પુષ્પ ગોટા જેવો,
રંગવાળો રાતો મણિ નક્કી નિરખાયછે;
એને કા'ડી લેવા કાજ, નિશ્ચય કરેલો હોય,
તેમ સૂર્ય કેરા કરે લાંબા પ્રસરાયછે. ૧૨૩

ઠીક, હું એને લઉં.

( લેવા માંડેછે. )

( ચોપાઈ. )

દયિતાએ વશ જેને કર્યો,
વ્યાકુળ નેત્રે આંસુ ભર્યો,
ક્લાન્ત વદનથી દુખિયો થાય,
વનમાં ભમતો ગજપતિ જાય. ૧૨૪

( ઉપરની ચોપાઈ ગાતાં પાસે જઈને, તથા લઈને, મનમાં. )

( હરિગીત. )

અતિ એ'ક મારે ચોટલો, મંદારના પુષ્પો થકી,
તેને વિષે આરોપવાને, યોગ્ય તો એ છે નકી,
પણ મુજ પ્રિયા મળવાની* દુર્લભ માની મનમાં એ નસ્યું
નહિ અશ્રુ આંસુ પાડીને હું એ મણિ ભીનો કરૂં. ૧૨૫

---

* કરાગ્ર અથવા હાથ.

( મણિ નાંખીદેછે, એટલે નેપથ્યમાં )

વત્સ પાછો લે, વત્સ પાછો લે !

( ગીતિ. )

સંગમનીય છે એ તો, નિપજેલો પાર્વતીચરણરંગે,
(એ) ધારણ કર્યે કરાવે શીઘ્ર સમાગમ પ્રિયજનની સંગે. ૧૨૬

રાજા.

[ ઉચું જોઈને.

કોણ મને ઉપદેશ કરેછે ?

[ જોઈને.

શું ભગવાન ચંદ્રમા ? ભગવાન ! આ ઉપદેશ કરીને મારા ઉપર મ્હોટી કૃપા કરી.

( મણિ લઈને. )

અહો હો, સંગમનીય !

( ગીતિ. )

લઘુકટિ[1] વાળી નારે તજી દીધો તે શું મેળવું મુજને,
બાળ શશિ શિખામણિ કીધો શિવે ત્યમ હું કરૂં તુજને. ૧૨૭

( પરિક્રમણ કરીને, તથા જોઈને )

આ વેલ પુષ્પવિનાની છે તેમ છતાં પણ એને જોઈને મને અત્યંત પ્રીતિ ઉત્પન્ન કેમ થાય છે વારૂ ! અથવા, એને જોઈને મારા મનને પ્રીતિ લાગેછે તે યોગ્યજ લાગેછે કેમકે,—

( મનહર. )

અધરોષ્ટ આંસુ વડે, ધોવાયલા તેને સ્થાને,
પલ્લવ ભીંજેલા મેઘ જણે સમજાયછે;

---

૧ જેની કંમર પાતળી છે એવી.

શૃંગાર વિનાની પ્રિયા અડવી તે, કાળવિત્યે,
ફૂલ ફાલ બંધ પડયે આ વેલી દેખાયછે;
ચિન્તાથી દયિતા મૌન રહી હોય તેમ વેલ
ભ્રમરના શબ્દ વિના મૌન નિરખાયછે;
જાણે વેલ રૂપે પ્રિયા, હું પગે પડુંછું તેનો,
કોપે તિરસ્કાર કરી રહેલી જણાયછે. ૧૨૮

એમ છે માટે, મારી પ્રિયાની સામ્યતા પામેલી વેલને ભેટવાને મને પ્રીતિ થાયછે.

( લલિત છંદ. )

મુજ ભણી લતા, જો નિહાળીંને,
હ્રદય મારૂં તો જાય ફાટીંને;
વિધિ બળે પ્રિયા જો મળે હવાં,
હું ન ભમું વને, દેઉના જવા. ૧૨૯

( એ પ્રમાણે લલિત છંદ ગાતાં, આગળ જઈને, વેલને આલિંગન દેછે, એટલે વેલ ઊર્વશી રૂપે થઈ જાયછે. )

રાજા.

( આંખ્યો ઢાંકી રાખીને, પ્રિયાનો સ્પર્શ થયો હોય એમ બતાવીને. )

અહો ! ઉર્વશીને આલિંગન કરવાથી મારૂં હ્રદય સુખ પામે તેમ મને થયું, પણ મને તે સાચું લાગતું નથી કેમકે,—

( સવૈયો. )

પ્રિયા વિષેની પ્રથમ કલ્પના મુજને જે જે થઇ છે તેહ,
પછવાડેથી સર્વ પ્રકારે ખોટી તો પડીં ગઈછે એહ;
માટે આલિંગનથી મુજને સુખ જે પ્રાપ્ત થયું છે આજ,
મુજ આંખ્યો ઉઘાડીંશ નહિ હું તે મિથ્યા કરવાને કાજ. ૧૩૦

( હળવે હળવે આંખ્ય ઊઘાડીને. )

આ શું ખરેખરી ઉર્વશીજ છે !

[ મૂર્છા ખાઇને પડેછે.

[1] રૂપ. [2] સરખાપણું.

## પ્રવેશ ૩ જો.

### ઉર્વશી અને પુરૂરવ.

**ઉર્વશી.**

મહારાજ ! સાવધ થાઓ, સાવધ થાઓ.

**રાજા.**

( સાવધ થઈને

હે પ્રિયા ! હવે મારો જીવમાં જીવ આવ્યો.

( પ્લવંગમ છંદ. )

જે તુજ વિયોગ રૂપી, અંધકારજ થયો,
તેમાં ઓ રિંશાળ, ઝંપળાઇ હું ગયો,
તેને તું મળવાથી, થયું સુખ એટલું,
પાછો ગત જીવ આવ્યે, થાય સુખ જેટલું. ૧૩૧

**ઉર્વશી.**

હું કોપને સ્વાધીન થઈ ગઈ તેથી મેં મહારાજને આવી દશાએ પોહોંચાડ્યા, માટે મહારાજ મને ક્ષમા કરો.

**રાજા.**

મારી ક્ષમા માગવાની તારે કાંઇ અગત્ય નથી; તારાં દર્શન થયાં એટલે મારો સબાહ્યાન્તરઆત્મા[1] પ્રસન્ન થયો; પણ તું મને કેહે કે મારા વિરહથી આટલા કાળ સુધી તારાથી કેમ રેહેવાયું ?

( હરિગીત. )

તુજ કારણે કાનન વિષે ધરી શોક હું ફરતો ફર્યો,
તે સમય મુજને જે મળ્યું તે સર્વને પૂછી વળ્યો;
મેં મોર, કોકિલ, હંસ, ને વળી ચક્રવાકજ વીનવ્યો
તેમજ ભ્રમર,ગજ,ગિરિ,અને નદી હરિણ આગળ જઈ લવ્યો. ૧૩૨

---

[1] માંહળો આત્મા ને બાહારનો આત્મા.

### ઉર્વશી.

મહારાજનાં સર્વ વૃત્તાંત મારા અંતઃકરણમાં જાણવામાં આવેલાંજ છે.

### રાજા.

હે પ્રિયા તું અંતઃકરણમાં જાણતી હતી, એવું કેહેછે તેનું કારણ મને સમજાતું નથી.

### ઉર્વશી.

મહારાજ સાંભળિયે. પૂર્વે, ભગવત કાર્તિગ સ્વામિ નૈષ્ઠિક બ્રહ્મચર્ય ધારણ કરીને, ગંધમાદનક પર્વતના સકલકલુષ નામના કચ્છમાં વાસ કરી રહ્યા છે, તેમણે એવી મર્યાદા કરી લીધી છે કે.

### રાજા.

કેવી ?

### ઉર્વશી.

"જે કોઇ સ્ત્રી મારી સીમામાં આવશે તે વેલ રૂપ થઇ જશે, તે સ્ત્રી "પાર્વતીના પગના રંગથી ઉત્પન્ન થયેલા મણિનો સ્પર્શ થયા વિના વેલનું "રૂપ છોડી શકશે નહિ." મને ગુરૂનો શાપ થયો હતો તેથી હૃદયશૂન્ય "થઈ ગઈ હતી, તેથી દેવતાનો નિયમ વિસરી ગઈ એટલે જેમાં કન્યાઓએ પ્રવેશ કરવો નહિ એવા કુમારવનમાં પેઠી કે તરતજ હું વેલ રૂપ બની ગઈ.

### રાજા.

પ્રિયા ! તું કેહેછે તે વાત મળતી આવી.

( માલિની છંદ. )

રતિ શ્રમથી સૂતેલો, ખાટમાં તારી પાસે,<br>
પણ સમજતી મુંને, નીકળેલો પ્રવાસે;<br>
તુજ સ્થિતિ થઈ આવી, તો રહી માંહ તેમ,<br>
ચિરે[1] વિરહ શરીરે, તું શકી વેઠી કેમ ! ૧૩૩

---

[1] સદાય.

જેનામાં ફરી મેળાપ કરાવવાની શક્તિ છે એવો, તેં કહ્યું તે પ્રમાણે સંગમનું જે કારણ તે આ જો.

[ એમ કહી મણિ બતાવે છે.

**ઉર્વશી.**

આ તો આશ્ચર્યની વાત. આ તો સંગમનીય મણિ દેખાયછે. તેથીજ મહારાજે આલિંગન કર્યું એટલે હું તરતજ હતી તેવી થઈ ગઈ.

**રાજા.**

[ ઉર્વશીના માથા ઉપર મણિ મૂકીને.

( હરિગીત. )

મેં તો લેલાટે તાહરે મણિ આ મૂક્યો છે શોભતો,
વિસ્તાર પામી તેજ તેનો રંગ ચાલ્યો ઓપતો;
તે તેજને રંગે કરી તુજ મુખ રઆઇ જે ગયું
તે બાળકિરણે યુક્ત રાતાકમળ સમ શોભી રહ્યું. ૧૩૪

**ઉર્વશી.**

હે પ્રિયંવદ ! આપણને પ્રતિષ્ઠાનથી નીકળ્યાંને ઘણા દિવસ થયા છે તેથી પ્રધાનો કદિ રાજદ્રોહી થશે માટે આપણે જઈયે.

**રાજા.**

જેવી તારી ઈચ્છા.

[ એમ કહી ઉઠે છે.

**ઉર્વશી.**

ત્યારે મહારાજ ! શી રીતે જવાને ઇચ્છોછો ?

**રાજા.**

( ચોપાયા અથવા મરાઠી ચાલની સાખી. )

ચંચળ વિજળી રૂપી પતાકા જે પર શોભી રે'છે
નૂતન ઈંદ્ર ધનુષ્ય તણી જે વિચિત્ર શોભા લે છે;

---

૧ કપાળ.

એવા નવિન મેઘને રૂપે વિમાન શોભે ભારી,
તેના યોગે ચાલ લઈને એલગમન કરનારી. ૧૩૫

(ગીતિ.)

સહચરી સંગ થયો છે, પુલકિત જેના થયા શરીર અંશ,
ઈચ્છ્યું વિમાન પામ્યો, એવો ક્રીડા કરે તરુણ હંસ. ૧૩૬

( એ પ્રમાણે ગીતિ ગાતાં ગાતાં જાયછે. )

## ચતુર્થ અંક સમાપ્ત.



# विक्रमोर्वशी त्रोटक.

## અંક. ૫



### પાત્ર.

પુરૂરવ ................ પ્રતિષ્ઠાન નગરનો રાજા.

વિદૂષક ................ તેનો મિત્ર.

તાલવ્ય }
કંચુકી } ................ રાજાનો ચોપદાર.

રેચક અથવા કિરાત ..... રાજાનો ચાકર.

યવની ................ રાજાની દાસી.

ભાર્ગવી અથવા સત્યવતી . ચ્યવન ભાર્ગવ ઋષિના આશ્રમની તાપસી

ઉર્વશી ................ રાજાની પ્રિયા.

આયુષ ................ તેનો પુત્ર.

નારદ ................ સ્વર્ગનો એક મુનિ.

રંભા ................ સ્વર્ગની અપ્સરા.

વૈતાલિક ................ રાજાનો બંદીજન.

સ્થળ, પ્રતિષ્ઠાન નગરી..



# સૂચન.

ક્રીડા કરીને આવ્યા પછી એક દિવસે રાજા પોતાની અંગશોભા કરાવતો હતો. તે ત્યાંથી પરવારે એવી તેનો મિત્ર વિદૂષક વાટ જોતો હતો, એટલામાં સંગમનીય વીંજણા તર્ળે મૂકેલો હતો તે એક ગીધ પક્ષી માંસનો લોચો સમજીને લઈ ઉડી ચાલેછે. રાજા તેની પછવાડે ધનુષ્ય બાણ લઈને દોડેછે, પણ પક્ષી તેના તીરવાની બાહાર જતો રેહેછે, પણ થોડી વારમાં બાણે ભેદાયલો પક્ષી ચાંચમાં મણિ સહિત નીચે પડેલો જોવામાં આવેછે, અને બાણ ઉપરના અક્ષર વાંચેછે તો ઐલ અથવા પુરૂરવ રાજાનો ઉર્વશીથી ઉત્પન્ન થયેલો પુત્ર જે આયુષ તેનું નામ જોવામાં આવેછે. ઉર્વશીને ગર્ભ રહેલો હતો એમ રાજાના જાણવામાં ન હતું તેથી તેને ઘણું આશ્ચર્ય લાગેછે. એટલીવારમાં તો ચ્યવન ઋષિના આશ્રમમાંથી ભાર્ગવી કરીને એક તાપસી સ્ત્રી ઉર્વશીના આયુષ પુત્રને લઈ આવેછે. ઉર્વશીને ભરત મુનિએ શાપ દીધો તે સમયે ઈંદ્રે અનુગ્રહ કરીને ઉર્વશીને એવી આજ્ઞા કરી હતી કે તારાથી પુરૂરવને પુત્ર થાય અને તેનું મુખ્ય જુવે એટલે તું સ્વર્ગમાં પાછી આવજે. રાજા પુત્રનું મુખ્ય મોડું જુવે તો ઉર્વશી તેટલી વાર વધારે રાજાની પાસે રહી શકે એટલા માટે તેણે પ્રસવ થયા પછી પુત્રને ચ્યવન ઋષિના આશ્રય માં મૂક્યો હતો. આ વાત ઉર્વશી રાજાને નિવેદન કરેછે. બન્નેનો હવે વેહેલો વિયોગ થવા આવ્યો તેથી બન્નેને ઉદાસી થાયછે. રાજા પોતાના પુત્રને રાજ્ય સોંપી વનમાં જવાનો નિશ્ચય કરેછે. તેવામાં સ્વર્ગમાંથી ઈંદ્રનો સંદેશો લઈને નારદ મુનિ આવેછે; અને ઉર્વશીને રાજા પાસે સદાય રેહેવાની આજ્ઞા મળેછે, તેથી સર્વને ખુશી થાયછે, અને નારદ સાથે રંભા આવેલી છે તેનીપાસે આયુષને યુવરાજ પદવિનો અભિષેક કરાવેછે, પછી સર્વ આનંદ પામી જાયછે.

# અંક ૫ મો.



## પ્રવેશ ૧ લો.

### સ્થળ, રાજમહાલય,[1]

**વિદૂષક.**

[ હર્ષ યુક્ત પ્રવેશ કરીને

અહાહા ! ઘણા દિવસ સુધી મહારાજ ઉર્વશીને સાથે લઈને, નંદનવન આદિ ઠેકાણે ક્રીડા કરીને હવે રાજધાનીમાં પાછા પધાર્યા છે; અને પોતે પ્રધાનમંડળને પોતપોતાનું કામ સોંપીને સર્વને રંજન કરતા રાજ્ય ચલાવેછે. એ બધું મને મન ગમતું થયું; હવે એમને એક સંતાન વિના બીજા કશાની બળતા રહી નથી. આજે તેહેવારનો દિવસ છે એટલે ગંગા, યમુનાના સંગમના પવિત્રજળમાં દેવીસહિત નાહાઇ ધોઇને હવણાંજ ઉપકારિકામાં પધાર્યા છે, અને વલ્લભાઓ પાસે અંગલેપ આદિશરીર શોભા કરાવેછે. તેથી મારે હવે એમની પાસે જવાનો આ સમય બહુજ સારો છે.

( નેપથ્યમાં )

" અરેરે ! અપ્સરાના વિયોગને લીધે મુકુટમણિમાં જેની યોજના
" થયેલી એવો મણિ લાલ તાડ પત્રના વીંજણા નીચે હતો તેના ઉપરથી
" વીંજણો કાહાડી નાંખીને માંસનો લોચો સમજી ગીધપક્ષી લઈને ઉ-
" ડી ગયો. "

**વિદૂષક.**

[ સાંભળીને.

---

[1] મેહેલ.

અરેરે બહુજ ખોટું થયું. એ સંગમનીય નામનો ચુડામણિ મારા મિત્રને અતિશય વાહાલો હતો તેથી કરીનેજ મહારાજ શરીરશોભા કરાવતાં અવશ્ય આસન ઉપરથી ઉઠ્યાછે, માટે ચાલ હું પણ એમની પાસે જાઉં.

[ એ પ્રમાણે કહી જાયછે.

---

## પ્રવેશ. ૨ જો.

### સ્થળ, રાજમહાલય

**રાજા, વિદૂષક, તાલવ્ય, રેચક અથવા કિરાત, અને યવની.**

**રાજા.**

રેચક! રેચક!

( દુહો. )

મરણ આપનું માગતો, ચોરપક્ષી છે ક્યાંય?
જેણે જઇ ચોરી કરી, નિજ રક્ષક ઘરમાંય. ૧૩૭.

**કિરાત.**

પેલો પણે દેખાય. ચાંચમાં સોનાનો દોરો ઘાલીને એ મણિથી આકાશને રંગ દેતો હોય એમ ભમેછે.

**રાજા.**

હા એ મારા જોવામાં આવ્યો.

( કાવ્ય અથવા રોળાછંદ. )

સોનાદોરાવડે, લટકતો મણિ ગ્રહ્યો છે,
ગતિ વેગછે શીઘ્ર, વળી બહુ શોભી રહ્યો છે;

એવા મણિના રંગ તણી રેખાનાં ભારે,
અલાતચક્ર[1] સમાન, સરસ વર્તુલ વિસ્તારે. ૧૩૮.

કેહે હવે શું કરવું ?

વિદૂષક.

હવે દયા બયા રાખશો નહિ; એ અપરાધીને તો પેશ પોહોંચાડવો.

રાજા,

તેં ઠીક કહ્યું. અરે ધનુષ્ય લાવો મારૂં ધનુષ્ય.

પરિજન.

મહારાજની આજ્ઞાપ્રમાણે આ લઈ આવ્યો.

[ એમ કહી લેવા દોડી જાયછે.

રાજા.

એ નીચ પક્ષી દેખાતો નથી ને.

વિદૂષક.

પણે, પણે, દક્ષિણ દિશા ભણી એ હિણભાગી જાય.

રાજા.

[ જોઈને.

આહા !

( ગીતિ )

પ્રસરતી મણિ કાન્તિનો તોરો દક્ષિણ દિશા તણો પક્ષી
જાણે કરેછ એ તો, અશોકગોટા સમાન, જો લક્ષી. ૧૩૯

યવની.

[ હાથમાં ધનુષ્ય લઈને.

મહારાજ ! બાણ સહિત આ ધનુષ્ય લીજિયે.

---

[1] બળતા લાકડાને ચકર ચકર ફેરવવાથી તેના ગોળ બનેછે.

રાજા.

હવે ધનુષ્ય શા કામનું ? એ માંસહારી પક્ષી બાણના તીરવી[1] પાર ગયો.

( ગીતિ. )

રાત્રે મંગળતારો આછા મેઘની રહી સમિપ શોભે,
ત્યમ ખગે[2] દૂર લઈ ગયલો, ચકચકતો મણિ ઘણો રૂડો ઓપે. ૧૪૦

આર્ય તાલવ્ય !

કંચુકી.

મહારાજ, આજ્ઞા.

રાજા.

નગરમાં ડંડેરો પિટાવ કે રાત્રની વેળાએ વિશ્રામ લેવાને જે ઝાડ ઉપર પક્ષિયો આવીને બેસતા હોય તે ઓમાંથી એ નીચ પક્ષીને શોધી કાહાડવો.

કંચુકી.

બહુ સારૂં મહારાજ.

[ એમ કહી જાયછે.

વિદૂષક.

હવણાં મહારાજ જરા વિશ્રાન્તિ લ્યો. એ મણિનો ચોર ગમે ત્યાં ગયો હશે પણ હવે શિક્ષા થવાથી બચી જાય એમ નથી.

[ બન્ને બેસેછે.

રાજા.

મિત્ર !

( ગીતિ. )

મણિ ખગનો ચોરેલો, ભારે ગણી નથી પ્રયાસે[3], કહું તુજને,
પણ એ સંગમમણિ એ, દયિતા સંગમ કરાવિયો મુજને. ૧૪૧

---

[1] તીર ફેંક્યો હોય ને જઈ પોહોંચે તે છેટું. [2] પક્ષી. [3] પ્રયત્ન, મેહેનત.

### કંચુકી.

[ પ્રવેશ કરીને.

જય, જય, મહારાજ !

( ગીતિ.)

તુજ રોષ રૂપી બાણે વધ[1] જેના દેહનો થયો એવો,
અપરાધી ખગ સહસા, મણિ સાથે નભે[2] થકી પડ્યો તેવો. ૧૪૨

[ સર્વ વિસ્મય પામેછે.

### કંચુકી.

મહારાજ, આ મણિ ધોયો, હવે કોને આપવો છે ?

### રાજા.

જા, ભંડારની પેટીમાં જઈને મૂકય.

### કિરાત.

બહુ સારૂ મહારાજ.

[ મણિ લઈ જાયછે.

### રાજા.

[ તાલવ્યને.

ભાઈ, આ બાણ કોનો છે તે તું જાણેછે ?

### કંચુકી.

એના ઉપર નામ લખેલું દેખાયછે, પણ મારાથી અક્ષર વંચાય એવા નથી.

### રાજા.

મને દેખાડ જોઈયે, હું વાંચું.

### વિદૂષક.

મહારાજ, આપ વિચારમાં કેમ પડી ગયા છો ?

---

[1] ઘાત. [2] આકાશ.

રાજા.

મારનારના નામના અક્ષર સાંભળ.

વિદૂષક.

વાંચો મહારાજ, હું સાંભળુંછું.

રાજા.

[ વાંચેછે.

( ગીતિ. )

ઉર્વશીથી ઉપજેલો, ઐલ તણો જે ધનુષ્યધર બાળ
આયુષનો શર આ છે, જે આણિ અરિતણો તરત કાળ. ૧૪૩

વિદૂષક.

આનંદ, આનંદ, મહારાજ આપની સંતાન વડે વૃદ્ધિ થઈ.

રાજા.

એમ કેમ સંભવે મિત્ર ! નિમિષારણ્યમાં યજ્ઞ કર્યો તેટલા કાળ-વિના, હું સદાય ઉર્વશીની પાસેજ હતો તેટલી વારમાં એને દોહેદ લક્ષણ થયેલું મારા જોવામાં આવ્યું નથી. તો એને પુત્ર ક્યાંથી થાય ? કેમકે જે ગર્ભ ધારણ કરે તેને તો,

( ગીતિ. )

સ્તનદીંટી કંઈ કાળી, લવલીફળસમ પડે પિળું વદન[3],
કંકન ઉતરે એવું કંઈ દિન સુધી રહ્યાં કરે બદન[4]. ૧૪૪

વિદૂષક.

મહારાજ, ઉર્વશીનામાં મનુષ્યધર્મની સંભાવના કરવી નહિ. દેવતાઈ ચરિત્ર અકળ છે.

રાજા.

વારૂ ત્યારે તું જેમ કેહેછે તેમ હશે, પણ એ વાત છાની રાખવાનું એને શું કારણ હશે ?

---

[1] સ્ત્રાને ગર્ભ રેહેવાથી અભાના થાયછે તે. [2] આંમળુ. [3] મુખ. [4] શરીર.

**વિદૂષક.**

ઘરડી થઈ ગયેલી સમજીને તમે એને તજી દો એટલા માટે.

**રાજા.**

મશ્કરી જવા દે; કાંઈ વિચાર કરય.

**વિદૂષક.**

દેવતાઓના મનોભાવ વિષે તે કોની કલ્પના દોડે ?

**કંચુકી.**

[ પ્રવેશ કરીને.

જય, જય, મહારાજ ! ચ્યવન ઋષિના આશ્રમમાંથી કુમારને લઈને ભાર્ગવી આવ્યાં છે તે આપને મળવાને ઈચ્છેછે.

**રાજા.**

બન્નેને સત્વર પ્રવેશ કરાવ્ય.

[ કંચુકી તેડવા જાયછે

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ, રાજમહાલય.

### રાજા, વિદૂષક, કુમાર, ભાર્ગવી તાપસી, કંચુકી

**વિદૂષક.**

[ વેગળેથી કુમાર આવતો જોઈને.

જેણે પોતાના નામ લખેલા બાણવડે ગીધ પક્ષીને લક્ષીને વીંધી નાંખ્યો તે આજ એ ક્ષત્રિય કુમાર, મહારાજ એ આપના જેવોજ જણાયછે.

### રાજા.

તું કેહેછે એમજ છે.

( સવૈયો એકત્રીસો. )

એનાપર પડતી મુજ દૃષ્ટિ સ્નેહ અશ્રુથી ધણી ભરાય,
તદ્દ્ય પ્રીતિથી યુક્ત થાયછે, પ્રસન્ન તો મન બહુ થઈ જાય;
ધિરજ તજીને બહુ કંપતા મારા શરીર કેરી સાથ,
મળવા ઈચ્છું દયાહીન થઈ બહુ વાર લગી ભીંડી બાથ. ૧૪૫

( પાસે જઈને )

અહો, ભગવતી હું તમને વંદન કરૂંછું.

### તાપસી.

મહારાજ ! ચંદ્રવંશનો ધારણ કરનાર થા. ( મનમાં ) અહો, કહ્યા વિના આ પુત્રનો સંબંધ એના જાણ્યામાં આવ્યો દેખાયછે. ( પ્રકાશ ) વત્સ, પિતાને પ્રણામ કર. [ આંસુ પડતાં કુમાર હાથ જોડી વંદન કરેછે.

### રાજા.

પુત્ર ! તું આયુષ્માન્ હો.

### કુમાર.

[ સ્પર્શથતાં આશ્ચર્ય પામીને મનમાં.

( ગીતિ. )

એ મુજ તાત હું સુત છું એવું સુણતાં તરત થયો સ્નેહ,
પ્રીતિ હશે પછી કેવી ઉછર્યો ખોળે પિતા તણે જેહ. ૧૪૬

### રાજા.

ભગવતી ! આપે પધારવાની કૃપા કરી તેનું કારણ જાણવા ઈચ્છુંછું.

### તાપસી.

મહારાજ સાંભળિયે, આ દીર્ધાયુનો જન્મ થયો કે તરતજ ઉર્વશિયે કાંઈ કારણને લીધે મારા સ્વાધીનમાં કર્યો. અને ક્ષત્રીય કુલનાં જાત-

કર્મ વિધાન કરવાં ઘટિત તે પ્રમાણે ભગવાન ચ્યવન ભાર્ગવે કર્યાં છે. એણે સર્વ વિદ્યા સાધ્ય કરી લીધી છે, અને ધનુર્વિદ્યામાં કુશળ થયો છે.

રાજા.

ખરેખાત એ સનાથ થયો.

તાપસી.

આજે એ ઋષિ કુમારો સાથે પુષ્પ, ફળ, સમિધ, કુશ લેવા અરણ્યમાં ગયો હતો, ત્યાં આશ્રમ વિરુદ્ધ આચરણ કર્યું.

વિદૂષક.

એવું શું કર્યું !

તાપસી.

એક ગીધપક્ષી માંસ લઈને અમારા આશ્રમના ઝાડની ટોચ ઉપર સંતાઈ બેઠો હતો, તેને બાણવતે તાકી પાડ્યો.

રાજા.

પછી, પછી,

તાપસી.

પછી ભગવાન ચ્યવનના જાણવામાં આવ્યું એટલે મને આજ્ઞા કરી કે, ઉર્વશિયે આપણા સ્વાધીનમાં એને કર્યો છે. માટે જઈને તેને સોંપી આવ્ય; તેથી હું ઉર્વશીને મળવાને ઈચ્છુંછું.

રાજા.

ભગવતી ! આસન ઉપર બેસો. ( ચાકર બે આસન લઈને આવ્યો તે ઉપર બન્ને બેઠા પછી ) આર્ય તાલવ્ય, ઉર્વશીને આ વૃત્તાંત કેહે.

કંચુકી.

બહુ સારૂ મહારાજ.

[ એમ કહી જાયછે.

રાજા.

પુત્ર ! અહિં આવ.

( ગીતિ. )

સર્વાંગી[1]ને સુતનો છે સ્પર્શ, રળી આપનાર જે એવો,
તેવો દે તું મુજને, ચંદ્રકિરણ ચંદ્રકાન્ત[2]ને જેવો. ૧૪૭

તાપસી.

વત્સ ! તારા પિતાને આનંદ પમાડ.

[ કુમાર રાજા પાસે જાયછે

રાજા.

[ આલિંગન દઈને.

વત્સ, આ મારા પ્રિયમિત્ર બ્રાહ્મણને વંદન કરજ.

વિદૂષક.

આશ્રમની આસપાસ એણે વાંદર તો જોયાં હશે, ત્યારે એ મારાથી કેમ ડરેછે વારૂ !

કુમાર.

[ હશીને.

તાત, વંદન કરૂંછું.

વિદૂષક.

તારૂં કલ્યાણ થાઓ, તારી વૃદ્ધિ થાઓ.

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ, રાજમહાલય.

કંચુકી, ઉર્વશી, રાજા, તાપસી, કુમાર, અને વિદૂષક.

કંચુકી.

ઘણી ખંમા બાઈ સાહેબ ! આ રસ્તે પધારિએ.

---

[1] આખા શરીરને ખુશી લાગે એવો છોકરાનો સ્પર્શ છે. [2] એકજાતનો મણિ.

**ઉર્વશી.**

[ પ્રવેશ કરીને તથા જોઈને.

અહો, આ જે સોનાના આસન ઉપર બેઠેલો છે અને મહારાજ જેની શિખા પાંશરી કરેછે એવો એ કોણ હશે વારૂ ? ( તાપસીને જોઈને ) આશ્ચર્યની વાત, સત્યવતી સહિત આ તો મારો પુત્ર આયુષ આવ્યો દેખાયછે. અહો એ આવડો મ્હોટો થયો !

**રાજા.**

[ જોઈને.

વત્સ.

( ગીતિ )

તુજ જનની આ આવી, તત્પર તુજને નિહાળવા કાજે,
સ્તનવસ્ત્ર ભીંજ્યું જેનું, સ્નેહે પાનો ચડ્યા થકી આજે. ૧૪૮

**તાપસી.**

વત્સ ! તારી મા પાસે ચાલ્ય. ( એમ કહી કુમારને લઈને ઉર્વશી પાસે જાયછે. )

**ઉર્વશી.**

હે પૂજ્યા ! હું પાદવંદન કરૂંછું.

**તાપસી.**

વત્સા ! તું ધણીની બહુ માનીતી થા.

**કુમાર.**

અહો પૂજ્યા ! હું અભિવંદન કરૂંછું.

**ઉર્વશી.**

પુત્ર ! તું પિતાની[1]સેવા કરનારો થા. (રાજાને) જય જય મહારાજ !

---

[1] મા.

### રાજા.

અહો પુત્રવતી, તું ભલે પધારી.

### ઉર્વશી.

અહો આર્યો સર્વે બેસો.

[ સર્વે બેસેછે.

### તાપસી.

વત્સા. તારો પુત્ર વિદ્યા ભણીને, હવણાં આયુધકવચધર થયો છે માટે તારા પતિની સમક્ષ હવે તારા સ્વાધીનમાં કર્યો. હવે હું જવાની આજ્ઞા માગુંછું, કેમકે વાર થવાથી મારા આશ્રમવાસધર્મમાં બાધ આવે એમ છે.

### ઉર્વશી.

જેવી આપની ઇચ્છા, પણ ઘણે દિવસે આપનાં દર્શણ થયાં ને આપ તરતજ સિધાવોછો તેથી મને બહુ દુઃખ થાયછે, પણ તમારા ધર્મમાં બાધ નડે એવું થવા દેવાને ઈચ્છતી નથી, માટે પૂજ્યા ફરીથી મળવા માટે જઈ આવો.

### રાજા.

આર્યા ! ભગવાન ચ્યવન ઋષિને મારા પ્રણામ કેહેજો.

### તાપસી.

બહુ સારૂં, કહીશ.

### કુમાર.

આર્યા ! ખરેખાત તું પાછી જાયછે શું ! ત્યારે તો મને પણ તારી સંગાથે લઈ જા.

### રાજા.

તેં બ્રહ્મચર્યવ્રત પાળ્યું હવે ગૃહસ્થાશ્રમ પાળવાનો સમય થયો છે.

### તાપસી.

વત્સ! તારા પિતાના કેહેવા પ્રમાણે કરય.

### કુમાર.

ત્યારે તો,

(ગીતિ.)

મોર સૂતો મુજ ખોળે, પાંખો પંપાળવે થતો રાજી,
તેને કલાપ ફૂટતાં મોકલી દેજો મુજ ભણી પ્રિયમાજી. ૧૪૯

### તાપસી.

બહુ સારૂ, મોકલીશ.

### ઉર્વશી.

ભગવતી! હું પાદવંદન કરૂંછું.

### રાજા.

પૂજ્યા હું પ્રણામ કરૂંછું.

### તાપસી.

સર્વેનું કલ્યાણ થાઓ.

[ એમ કહી જાયછે.

### રાજા.

સુંદરી!

(ગીતિ.)

તારા સુ પુત્રથી હું, સુતવાનોમાં શ્રેષ્ઠ થયો આજ,
પૌલોમીથી થયલા જયંતથી જ્યમ થયો અમરરાજ. ૧૫૦ *

### વિદૂષક.

ભવતુ, પણ આવા પ્રસંગે રાણી સાહેબની આંખ્યમાં આંસુ કેમ આવ્યાં.

---

* શાકુન્તલ નાટકના ૯૨ માં શ્લોમાં કશ્યપ ઋષિએ શાકુન્તલાને આશીર્વાદ દીધોછે તેનો ભાવાર્થ પણ આવોજ છે.

### રાજા.

(હરિગીત.)

હે સુંદરી! મુજ વંશ ટકવા કેરી પ્રાપ્તિ થઈ મને
તેથી હું આનંદિત થયો, પણ અશ્રુ વેહેછે કયમ તને?
તુજ પુષ્ટ સ્તનની ઉપર અશ્રુ બિંદુ જે ગગડી પડે,
તે મોતીનીમાળા તણી રચનાની પુનરોક્તી કરે. ૧૫૧

### ઉર્વશી.

સાંભળિયે મહારાજ. પ્રથમ તો પુત્રને જોઈને ઉપજેલા આનંદવડે આનંદિત થઈ, પણ હવણાં ઈન્દ્રનું નાંમ સંભાર્યું તેથી મારા હૃદયમાં, ઈન્દ્રે કરેલી અવધિ નું સ્મરણ થયું.

### રાજા.

તે કેહે.

### ઉર્વશી.

સાંભળિયે મહારાજ! પૂર્વે મહારાજાએ મારૂં ચિત્ત ચોરી લીધું હતું તેવામાં ગુરૂના શાપને લીધે મૂઢ બની ગઈ હતી એટલે ઇંદ્રે અવધિ બાંધીને આજ્ઞા કરી—

### રાજા.

કેહે, શી આજ્ઞા કરી?

### ઉર્વશી.

ઇંદ્ર બોલ્યા કે, "જ્યારે મારો પ્રિય મિત્ર રાજર્ષિ તારાથી ઉત્પન્ન થયલા પુત્રનું મુખ જુવે ત્યારે તારે મારી પાસે આવવું" આ કારણને લીધે મહારાજનો વિયોગ થવાની બીકથી વધારે વાર સંગમ રેહે એટલા માટે, ભગવાન ચ્યવનઋષિના આશ્રમમાં મારા પુત્રને આર્ય સત્યવતીને સ્વાધીનમાં કર્યો, પણ તે પિતાની આરાધના કરવાને યોગ્ય થયો એવું ધારીને આ દીર્ઘાયુ પાછો સોંપ્યો, હવે મારે મહારાજનો સમાગમ શી રીતે રેહેશે? [રાજા મૂર્છા પામે છે.

સર્વે.

મહારાજ, ખંમા, ખંમા સાવધ થાઓ, સાવધ થાઓ.

કંચુકી.

ખંમા, મહારાજ,

વિદૂષક.

અરેરે, બહુજ ખોટું થયું.

રાજા.

[ સાવધ થઈને.

સુખમાં દૈવ કેવો પ્રતિબંધ કરેછે.

( ચોપાયા છંદ અથવા મરાઠી ચાલની સાખી. )

પુત્રલાભથી હું પોતે જે આશ્વાસન પામેલો,
તેને તો ઓ કૃશોદરી[1] ! આ તારો વિયોગ વેલો !
જળવૃષ્ટિથી તાપ વેદના તરુની ભાગે ભારી,
પછી વીજળી પડે શીરપર, એવી ગતિ થઈ મારી. ૧૫૨

વિદૂષક.

આનો પરિણામ નઠારો થશે એમ મને લાગેછે. માટે ઈન્દ્રનો અનુગ્રહ કરવો.

ઉર્વશી.

અરે હું મંદભાગિની મારી ગઈ, મહારાજના સમજવામાં એમ આવશે કે નમ્ર પુત્રની પ્રાપ્તિ થયે પોતાનું કામ સિદ્ધ થયું એટલે વિયોગ કરવાને તૈયાર થઈ રહીછે.

રાજા.

સુંદરી એમ મા બોલ.

---

[1] બેશી ગયેલા પેટવાળી.

( ચોપાયા. )

વિરહ સુલભ નહિ, પણ પરવશપણું દે ન થવા મન ભાવ્યું,
કશ્ય માટે ભર્ત્તા ભગવનેની જેમ નજરમાં આવ્યું;
હું પણ તારા સુતને આજે રાજપાટ સૌ આપી,
મૃગટોળાં ભમતા વન માંહિ ચાલીશું રસ્તો કાપી. ૧૫૩

**કુમાર.**

મહાન બળદને વેહેવાનો ભાર ન્હાના ઉપર યોજવો તાતને ગ્ય નથી.

**રાજા.**

પુત્ર તું એમ મા બોલ.

( ઝૂલણા છંદ. )

ગંધ દ્વિપે[2] કલભે[3] તો, હોય કદિ તોય પણ,
અવર ગજને બહુ વશ કરેછે;
સર્પનો શિશુ કદિ હોયછે તોય પણ,
પ્રાણ ઘાતક ઘણું વિષ ધરેછે;
પૃથવિનો અધિપતિ બાળ કદિ હોય પણ,
પૃથવિને રક્ષવા કાજ બસ છે;
નિજ તણું કાર્ય શિર આપ ઊપાડવા,
ઉમર આધાર નથી ગુણ વશ છે; ૧૫૪

આર્ય તાલવ્ય !

**કંચુકી.**

મહારાજ આજ્ઞા.

**રાજા.**

મારી વતી પર્વત પ્રધાનને જઇને કેહે કે આયુષ્માનને રાજ્યાભિષેક કરવાની સામગ્રી તૈયાર કરો.

[ કંચુકી દુખી થઇને જાયછે; સર્વેને દુઃખ થાયછે.

---

[1] ઇંદ્ર. [2] મદ ઝરેછે એવો હાથી. [3] હાથીનું બચ્ચું.

## પ્રવેશ ૫ મો.

### રાજા, ઉર્વશી, નારદ, રંભા, બે વૈતાલિકો ઈત્યાદિ.

રાજા.

[ આકાશ ભણી જોઈને.

અહો આકાશમાં વિજળી કેમ થાય છે વારૂ ! ( કાંઈ સારૂં જોઈને ) શું ભગવાન, નારદ આવેછે ?

( મંદાક્રાન્તા. )

છે ગોરાચંદનનિકષૈ[1]શી પીળચટ્ટી જટા, ને,
પેર્યું છે કોટ ઉપનિત તે ચંદ્રકાન્તિ સમાને;
મોતી કર્ત્તાં અતિશય રૂડુ અંગતારૂણ્ય શોભે,
તે જાણે જંગમ સુરતરૂ ફૂટી સોનેથી ઓપે. ૧૫૫

અર્ઘ[2] કયાં, અર્ઘ કયાં ?

ઉર્વશી.

મહારાજ ! આ રહ્યો અર્ઘ.

નારદ.

[ પ્રવેશ કરીને.

મધ્યમ લોકપાળનો વિજય થાઓ વિજય થાઓ.

રાજા.

ભગવાન્ હું વંદન કરૂંછું.

ઉર્વશી.

હું પ્રણામ કરૂંછું.

નારદ.

દંપતિ કદિ વિયોગી ન થાઓ

---

[1] પથ્થર. [2] પૂજા કરવાનું સાહિત્ય.

રાજા.

[ ઉર્વશીને છાનું.

શું એમ થાય વારૂં ! ( પ્રકાશ ) આ ઉર્વશીનો પુત્ર આપને પ્રણામ કરેછે.

નારદ.

એ આયુષ્માન થાઓ.

રાજા.

આ આસન ઉપર બિરાજિયેજી.

| સર્વે બેસેછે.

રાજા.

[ વિનય સહિત.

આપ શા કામે કૃપા કરી પધાર્યા છો ?

નારદ.

રાજન ! મહેંદ્રનો સંદેશો સાંભળ.

રાજા.

હું એક ચિત્તે સાંભળુંછું.

નારદ.

પોતાના પ્રભાવવડે સર્વે વાત જાણીલેનાર ઈન્દ્રે જાણ્યું કે તું અરણ્યમાં જવાનો વિચાર કરેછે, તેથી આજ્ઞા કરેછે કે,—

રાજા.

શી આજ્ઞા કરેછે ?

નારદ.

ત્રૈલોક્ય દર્શિઓએ એવું કહ્યું છે કે, સુર અને અસુરોને આગળ યુદ્ધ થશે ને તું તો યુદ્ધમાં ઈન્દ્રને આશ્રય આપનાર છે માટે તારે શસ્ત્ર

છોડવાં નહિ. આ ઉર્વશી તારૂં આયુષ્ય પોહોંચે ત્યાં સુધી તારી પાસેજ રેહેશે.

### ઉર્વશી.

આ તો આશ્ચર્યની વાત. જાણે મારા હૃદયમાંથી આખું સાલ કાહાડી નાંખ્યું.

### રાજા.

પરમેશ્વરે પરમ કૃપા કરી.

### નારદ.

યોગ્યજ

( ગીતિ.)

ઈન્દ્ર કરે કૃત તારૂં, તારે થવું સાય કામમાં એને,
સૂર્ય વધારે અગ્નિ, અગ્નિ વધારે સ્વતેજથી તેને. ૧૫૬

( આકાશ ભણી જોઈને ) રંભા ! મંત્ર પ્રાશન કરેલો અભિષેક આ કુમારને સારૂ લાવ્ય.

### રંભા.

[ પ્રવેશ કરીને

અભિષેકની સામગ્રી આ રહી.

### નારદ.

આયુષ્માનને ધર્માસન ઉપર બેસાર્ય.

[ રંભા તેમ કરેછે.

### નારદ.

કલ્યાણ મસ્તુ.

### રાજા.

વંશવૃદ્ધિ કરનાર હો.

### ઉર્વશી.

તારા પિતાની ઈચ્છા પ્રમાણે હો.

[ નેપથ્થમાં બે વેતાલિક. ]

**પેહેલો.**

( કાવ્ય અથવા રોલાવત. )

[1]બ્રહ્મદેવથી અત્રિ, અત્રિથી ચંદ્ર નિપજિયા,
ચંદ્ર થકી બુધ થયા, બુધથી દેવે ઉપજિયા,
ત્યમ તું પિતાસમાન, લોકપ્રિય ગુણ ભર્યા છે,
શ્રેષ્ઠ વંશમાં સર્વ પૂર્ણ આશીષ કર્યા છે. ૧૫૭

( સવૈયો એકત્રીસો. )

રાજલક્ષ્મિ આ પ્રથમ રહી'તી, તુજપિતાને અતિશય ચા'ઈ,
હવે, અવ્યાકુલ ધૈર્યવાન, ને સ્થિતિમાન સાથે વેં'ચાઇ,
રાજલક્ષ્મિ એવી એ પ્રથમજ કરતાં શોભે બહુ અધિક,
જ્યમ ગંગા હિંમાચળમાં ને સમુદ્રમાં શોભે છે ઠીક. ૧૫૮

**રંભા.**

સખી, બહુ સારૂં થયું, પુત્રની યુવરાજ શોભા જોવાઈ અને પતિનો વિયોગ થયો નહિ.

**ઉર્વશી.**

આપણો આનંદ સમાનજ છે. ( કુમારને હાથે ઝાલીને ) પુત્ર, વડીલ માને વંદન કર્ય.

**રાજા.**

ઉભો રેહે, આપણ સર્વે તેની પાસે જઈયે.

**નારદ.**

( ગીતિ. )

યૌવનરાજશ્રી તુજ તનુ આયુષની સ્મરાવી દે એ તો,
કાર્ત્તિકસ્વામીને કીધે, ઈન્દ્રે સેનાપતિ સમય તે તો. ૧૫૯

---

[1] પુરૂરવરાજા.

રાજા.

ઈન્દ્રે મારા ઉપર ભારે કૃપા કરી.

નારદ.

અહો રાજન! ઈન્દ્ર હજું તારૂ ભલું કરે એવું બીજું કાંઈ છે!

રાજા.

જો ભગવાન ઈન્દ્રની પ્રસન્નતા હોય તો હજુ ભલું કરવાનું છે.

( ગીતિ. )

અન્યો.અન્ય વિરોધી, દુર્લભ એકાશ્રય[1] બનવો, ટેકે
તે સાધુ હિત સારૂ, સરસ્વતિ શ્રી[2] મળો સ્થળે એકે. ૧૬૦

વળી—

સર્વે સંકટ તરજો, સારૂં સર્વે તણું ઘણું થાજો,
સૌની ઈચ્છા ફળજો, સર્વે સર્વ સ્થળે સુખી થાજો. ૧૬૧

( એમ કહી સર્વ જાયછે. )

**પંચમ અંક સમાપ્તઃ**

---

[1] એક ઠેકાણે એકઠું થવું. [2] લક્ષ્મી.



# विक्रमोर्वशीनुं परिशिष्ट.

## (क) त्रोटक.

साहित्य दर्पणमां लख्या प्रमाणे बे जातिनी रचना केहेवायछे. एक दृश्य अने बीजी श्राव्य. दृश्य मां सर्व जातिनां नाटक आवी जायछे, अने श्राव्य मां सर्व जातिनां काव्यनो समावेश थायछे. दृश्यना रुपक अने उपरुपक एवा भेदछे. तेमां रुपकना १० भेद छे ते नीचे प्रमाणे.

नाटक मथ प्रकरणं भाण व्यायोग समवकार डिमाः
ईहामृगाङ्क वीथ्यः प्रहसन मिति रूपकाणि दश.

१ नाटक. २ प्रकरण. ३ भाण. ४ व्यायोग. ५ समवकार, ६ डिम. ७ ईहामृग. ८ अंक. ९ वीथी. १० प्रहसन. ए प्रमाणे १० जातनां महानाटक केहेवायछे. उपरुपकना भेद १८ छे ते नीचे प्रमाणे.

नाटिका त्रोटकं गोष्टी, सट्टकं नाट्य रासकं
प्रस्थानोल्लाप्य काव्यानि प्रेङ्खणं रासकं तथाः
संलापकं श्रीगदितं शिल्पकं च विलासिका
दुर्म्मल्लिका प्रकरणी हल्लीशो भाणिके ति च.

१ नाटिका. २ त्रोटक. ३ गोष्टी. ४ सट्टक. ५ नाट्य रासक ६ प्रस्थान. ७ उल्लाप्य. ८ काव्य. ९ प्रेङ्खण. १० रासक. ११ संलापक. १२ श्रीगदित. १३ शिल्पक. १४ विलासिका. १५ दुर्म्मल्लिका. १६ प्रकरणी. १७ हल्लीश. १८ भाणिका. ए प्रमाणे दृश्यनो भेद उपरुपक अने उपरुपकनो भेद त्रोटक छे तेनी रचनानां लक्षण नीचे प्रमाणे,—

सप्ताष्टनव पंचाङ्कं दिव्य मानुष संश्रयं
त्रोटकं नाम तत्माहुः प्रत्यंकं सविदूषकं:

त्रोटकमां पांच, सात, आठ, के पछी नव एटला अंक होय; देवताई मनुष्यो पात्रमां सामेल थाय; अने दरेक अंकमां विदूषक आवे.

કૈશિકી, સાત્વતી, આરભટી અને ભારતી એવી ચાર પ્રકારની દૃશ્ય માં વૃત્તિઓ આવેછે. તેમાં શૃંગારરસમાં કૈશિકી વૃત્તિ આવે. તે પ્રમાણે ત્રોટકમાં શૃંગાર રસ પ્રાધાન્યપણે કૈશિકી વૃત્તિ આવવી જોઈયે. તેનું લક્ષણ એવું છે કે,—

या श्लक्ष्ण नेपथ्य विशेष चित्रा, स्त्री संकुला पुष्कल नृत्य गीता
कामोप भोग प्रभवोपचारा सा कैशिकी चारु विलास युक्ता.

સ્ત્રિયો યુક્ત પાત્ર વર્ગ હોવો જોઈયે; પુષ્કળ નૃત્ય ગીત જોઈયે; અને કામ ઉત્પન્ન કરનારાં સાહિત્ય જોઈયે. એટલાં વાનાં જેમાં હોય તે વિલાસયુક્ત સુંદર કૈશિકી વૃત્તિ કેહેવાય.

ઉપરની વ્યાખ્યાપ્રમાણે विक्रमोर्वशीમાં પાંચ અંક છે. પાત્રવર્ગમાં, મનુષ્યો સાથે દેવતાઈ જનોનું મિશ્રપણું છે. એક એક વિદૂષક છે. કદાપિ ચોથા અંકમાં, ચાલતો આવેલો વિદૂષક નથી તો શું થયું; પણ રાજા, વિદૂષક રૂપે પોતે તેને સ્થાને થયલોછે. કૈશિકી વૃત્તિ આવીછે અને શૃંગાર રસનું પ્રાધાન્યપણું છે. માટે વિક્રમોર્વશી, ત્રોટકને નામે ઓળખાયછે.

## (ख) નરનારાયણ.

ધર્મ ઋષિને દક્ષપ્રજાપતિની ૧૦ કન્યા દીધી હતી તેમાં એક મૂર્ત્તિ કરીને હતી તેને પેટે નર અને નારાયણ જોડવા પુત્ર ઉત્પન્ન થયા. આત્મા અથવા જીવનો અવતાર નર, અને પરમાત્મા અથવા શિવનો અવતાર નારાયણ કેહેવાયછે. તેઓ જન્મથીજ જ્ઞાનવાન હતા તેથી કોઈની પાસેથી જ્ઞાન પામ્યાવિના તરતજ બદ્રિકાશ્રમમાં તપશ્ચર્યા કરવા ગયા છે તે અદ્યાપિ સુધી તપ કર્યાં કરેછે. હાલમાં શ્વેતવારાહ કલ્પ ચાલેછે તે પૂર્ણ થશે ત્યારે બ્રહ્મદેવનો એક દિવસ પૂરો થશે; અને તેને અંત્યે ત્રણે લોકનો નાશ થશે, ત્યારે નરનારાયણની તપશ્ચર્યાનો પણ અંત આવશે. હાલમાં બદ્રિકાશ્રમમાં નરનારાયણની મૂર્ત્તિઓ છે તે કલિયુગમાં બીજા સર્વ દેવ જેમ પથ્થરના થઈ ગયા છે તેજરીતે તેઓ પણ પાષાણરૂપ બની

ગયેલા છે તે છે. નરનારાયણ તે જગ્યા છોડીને બીજે કોઈ ઠેકાણે ગયેલા નથી તેથી તેજ મૂર્ત્તિયો રૂપ તેઓ થઈ ગયેલાછે એવું માનવામાં આવેછે. અને બીજે ઠેકાણે તેમની મૂર્ત્તિઓ બેસારવામાં આવી છે તે અસલ નથી. નારાયણ ઋષિનું બલવાન તપ જોઈને ઈંદ્રને બીક લાગી કે એ મારૂં ઈંદ્રાસન લઈ લેશે; પછી તેણે તપ ભંગ કરાવા, કામ, વસંત અને અપ્સરાઓ મોકલી. ઋષિ તેમનો ભાવાર્થ સમજી ગયા અને તેમને પોતાની પાસે બોલાવીને આદર સત્કાર કર્યો. પછી એક ફૂલ પોતાની ઉરૂ એટલે જાંઘ ઉપર મૂકીને તેમાંથી સ્ત્રી પેદા કરી; તેનું રૂપ જોઈને ઈંદ્રની અપ્સરાઓ પણ લજવાઈ ગઈ. તે ઉરૂમાંથી ઉત્પન્ન થઈ માટે ઉર્વશી કેહેવાઈ. તેને પછી ઈંદ્રને આપી તે ઉપરથી તેમનો મહિમા ઈંદ્રના જાણવામાં આવ્યો. નરઅને નારાયણ સદાય સાથેજ હોયછે. તેઓના અંશથી અર્જુન અને કૃષ્ણનો અવતાર થયો.

## (ग) કુબેર, કૈલાસનાથ.

બ્રહ્માના, પુલસ્ત્ય, તેના વિશ્રવા, અને તેના પુત્ર કુબેર, તેની માનું નામ ઈડવિડા કરીને હતું તે તૃણબિંદુ રાજાની કન્યા થતી હતી. તે વિના તેના પિતાને બીજીસ્ત્રી કેશની કરીને માલ્યમાન રાક્ષસની કન્યા હતી તેને પેટે રાવણ, કુંભકરણ, વિભિષણ, એ પુત્ર, તથા શૂરપણખા, અને ત્રિજટા એ બે પુત્રિયો હતી. કુબેરે દસ હજાર વર્ષ સુધી હિમાચળ ઉપર તપ કર્યું તેથી બ્રહ્માએ પ્રસન્ન થઈને તેને પુષ્પક વિમાન આપ્યું, ત્રિલોકમાં નવનિધિ અને અષ્ટસિદ્ધિ છે તેનો ભંડારી કર્યો. તથા લંકાનું રાજ્ય આપ્યું. પ્રથમ **માલી, સુમાલી,** અને **માલ્યમાન** ત્રણ રાક્ષસ લંકામાં રાજ્ય કરતા હતા. તેઓ દેવને બહુ કનડતા હતા, તેથી વિષ્ણુએ તેમના ઉપર ચડાઈ કરી, તેમાં બે ભાઇ માર્યા ગયા ને ત્રીજો **માલ્યમાન** પાતાળમાં જતો રહ્યો. એટલે પછી લંકા ઉજડ પડી ગઇ હતી, પછી ત્યાં કુબેર રાજ્ય કરવા લાગ્યા એટલે કેટલેક દિવસે માલ્યમાન પૃથ્વી ઉપર આવ્યો અને પોતાની જગ્યાએ કુબેરને રાજ્ય કરતો જોઈને ઈર્ષા આવી તેથી તેના પિ-

આ વિશ્રવાનાથી કુબેર જેવો પ્રતાપવાન પુત્ર થશે એવું વિચારી પોતાની કન્યા તેને દીધી. પછી તેને ત્રણ પુત્ર થયા તેઓને તેમની માએ ઉશ્કેર્યા કે તમારા ઓરમાઈ ભાઈને આવી સમૃદ્ધિ ને તમે ભીખારી રહ્યા. પછી તેઓ ઉશ્કેરાઈને તપ કરવા ગયા, ત્યાં દશ હજાર વર્ષ તપ કર્યું; તેથી બ્રહ્મદેવ પ્રસન્ન થયા ત્યારે તેમની પાસે અમરત્વ માગ્યું પણ માન્યું નહિ ત્યારે એવો વર માગ્યો કે મને આટલાજણ પાસેથી અભય પણું આપો તેમાં મનુષ્ય અને વાનર એ તો રાક્ષસનું ભક્ષ તેથી તેમની અવજ્ઞા કરીને તેમનાથી અભયપણું માગ્યું નહિ. બ્રહ્માએ તે પ્રમાણે વર આપ્યો. પછી કુબેર પાસેથી વિમાન ઈત્યાદિ ખુંચાવી લઇને તેમને કાહાડી મૂક્યા એટલે કૈલાસ પર્વત ઉપર અલકાપુરી છે ત્યાં યક્ષ જાતિ ઉપર હજુ સુધી રાજ્ય કરેછે. તેને બાગ છે તેનું નામ ચૈત્રરથ.

( ઘ ) દેવ, દૈત્ય, દાનવ, અસુર, સુર

કશ્યપ ઋષિને તેર સ્ત્રિયો હતી તેમાં એક દિતી, બીજી અદિતિ, અને ત્રીજી દનુ. દક્ષપ્રજાપતિને ૬૦ છોકરિયો હતી તેમાંથી તેર કશ્યપ ઋષિને દીધી હતી, તેમાં દિતીને પેટ જે છોકરા થયા તે દૈત્ય કેહેવાયા અને દનુને થયા તે દાનવ કેહેવાયા. અદિતિ એક હતી તે માનીતી હતી તેને પુત્ર થયા તે દેવ કેહેવાયા. આગળ જતાં તેઓને કજિયો થવા લાગ્યો, તેમાં દૈત્ય માર્યા જાય તેમને તેમના ગુરૂ શુક્રાચાર્ય સજીવન કરે, ને દેવતામાંથી માર્યા જાય ત્યારે સજીવન કરનાર કોઈ મળે નહિ, તેથી સર્વ દેવ એકઠા થઇને વિષ્ણુ પાસે ગયા, ત્યારે વિષ્ણુએ કહ્યું કે આખી પૃથ્વી ઉપરની વનસ્પતિ એકઠી કરીને તે ક્ષીર સમુદ્રમાં નાંખો, ને મંદર પર્વતનો વાંસ કરો, તથા વાસુકી નાગનું નેતરૂં કરી મંથન કરો એટલે તેમાંથી અમૃત નીકળશે; પણ આ કામ તમારા એકલાથી થવાનું નથી માટે દૈત્યોને મંથનમાંથી જે નીકળે તેમાંથી અર્ધું આપવું કબુલ કરીને આશ્રયે બોલાવજો. દેવોએ તેપ્રમાણે કર્યું ને મંથન કરતાં જે નીકળ્યું હતું તે વેંહેંચી લેવાનો સમયઆવ્યો એટલે અમૃત લઈને દૈત્ય નાશી જવા લાગ્યા, ને દેવોનો કાંઈ

ઉપાય રહ્યો નહિ, ત્યારે વિષ્ણુએ મોહનીનું રૂપ ધારણ કર્યું, અને સર્વ દૈત્યોને મોહ પમાડ્યો. પછી મારામારીમાંથી મુક્ત થવા દૈત્યો મોહની પાસે આવીને કેહેવા લાગ્યા કે આ અમૃતનો કળશ લઈ અમને સર્વેને વેંહેંચી આપો. મોહનિયે દેવ અને દૈત્ય સર્વેને એક હાર બેસાર્યા ને દેવોને અમૃત વેંહેંચી આપ્યું, પછી મોહની સ્વરૂપ તજીને વિષ્ણુએ પોતાનું ખરૂં રૂપ ધારણ કર્યું ત્યારે દૈત્યોએ જાણ્યું કે આપણ ઠગાયા. તોપણ દેવોની સાથે તેઓ મારામારી કરવા લાગ્યા, તથાપિ દેવ અમૃત પીવાથી અમર થયા હતા તેથી દૈત્ય છેવટે હારીને પાતાળમાં જતા રહ્યા. અને જ્યારે લાગ આવે ત્યારે દેવોને ઉપદ્રવ્ય કરવાને પાછા આવવા લાગ્યા— દેવ-સુર કેહેવાયા અને દૈત્ય અસુર કેહેવાયા તેનું કારણ વારૂણીની ટીપમાં જોવું.

## ( ङ ) અપ્સરા, દેવાંગના.

દેવતાઓના મનમાં એવી ઈચ્છા ઉત્પન્ન થઈ કે, આપણે અજર, અમર રહિયે એવો ઉપાય કાંઈ યોજવો. પછી ક્ષીર સમુદ્રમાં નાના પ્રકારની વનસ્પતિ આણીને નાંખી અને તેનું મંથન કરતાં તેમાંથી જે તત્વ નીકળે તે ખાવું એમ ધાર્યું. પછી મંથન કરતાં તેમાંથી વિષ નીકળ્યું. એટલે વિષ્ણુએ શિવને કહ્યું કે સર્વે દેવમાં તમે શ્રેષ્ટ છો માટે પેહેલો ભાગ તમે લ્યો. પછી મહાદેવ તે પી ગયા. પછી મંથન કરતાં કરતાં એક હજાર વર્ષ થઇ ગયાં ત્યારે ધનવંતરી વૈદ્ય અને અપ્સરાઓ ઉત્પન્ન થઈ.

अप्सु निर्म्मथना देव, रसात्तस्माद्वरस्त्रियः
उत्पेतुर्मनुज श्रेष्ठ तस्मादप्सरसोऽभवन्
षष्टिः कोट्यो भवंतासां, अप्सराणां सुवर्चसां
दिव्यानां दिव्य रूपाणां, दिव्याभरण वाससां
रूप यौवन माधुर्य, गुणाढ्यानां रघूत्तम
असंख्ये या बभूवुश्च यास्तासां परिचारिकाः

यतः स्म प्रतिगृह्णन्ति, सर्वे ते देव दानवाः
अप्रतिग्रहणा त्ताश्च सर्व्वाः साधारणी कृताः

વિશ્વામિત્ર રામચંદ્રને કેહેછે કે હે મનુષ્ય મધ્યે શ્રેષ્ઠ! રસ નીકળ્યો તેમાંથી પાણી મંથન કરતાં વર સ્ત્રિયો (ઉત્તમ સ્ત્રિયો) ઉત્પન્ન થઈ તે ઉપરથી તેઓ અપ્સરા કેહેવાઈ. તેઓ ૬૦ કોટિ નીકળી, તે બહુ તેજસ્વી, દિવ્યા એટલે સ્વર્ગમાં રેહેવાને યોગ્ય, ને દિવ્ય રૂપવાન હતી. તેમના અલંકાર અને વસ્ત્ર પણ દિવ્ય હતાં. હે રઘૂત્તમ! રૂપ, યૌવન, અને માધુર્ય એ ત્રણ ગુણથી તેઓ સંપન્ન હતી, તેમની સાથે દાસિયો પણ બહુ ઉત્પન્ન થઈ. દેવ તથા દાનવમાંથી કોઈયે તેનો સ્વિકાર કર્યો નહિ તેથી તેઓ સ્વર્ગમાં રેહેનારા સર્વેની સ્ત્રિયો થઈ રહી. સ્કંધ પુરાણના કાશી ખંડમાં તેઓની એકંદર ઉત્પત્તિ ત્રણ કરોડ પચાસ લાખ લખેલી છે, તેમાં ૧૦૬૦ મુખ્ય ગણાય છે; અને ઘણું કરીને પ્રસિદ્ધ તો મેનકા, રંભા, તિલોત્તમા, ઘૃતાચી, અલંબૃષા છે.

## (च) પુરૂરવ.

પુરૂરવ વિષેની કથા મત્સ્ય પુરાણ અને ભાગવતમાં છે તે નાટકની વસ્તુ સાથે મળતી આવેછે.

પ્રતિષ્ઠાન નગરના રાજા વૈવસ્વતમનુને દશ પુત્ર હતા તોપણ વધારે પુત્રની આશા થઈ તેથી પોતાના ગુરૂ વસિષ્ટ ઋષિને યાગ કરવાને કહ્યું. પણ રાણીની ઇચ્છા એવી હતી કે પુત્ર તો જોઈયે તેટલા છે, હવે એક પુત્રીની ગરજ છે, માટે યાગમાં પુત્રીનો પ્રેષ (સંકલ્પ) કરજો. ઋષિએ તપ્રમાણે કર્યું તેથી કન્યાનો ગર્ભ રહીને ઈલા નામે કન્યા અવતરી. રાજાને તે વાત રૂચી નહિ ને ગુરૂને પૂછ્યું કે આમ કેમ થયું?. ગુરૂએ સર્વ વર્ત્તમાન કહી દીધાં; પણ રાજા તો આગ્રહ ધરીને કેહેવા લાગ્યો કે મારે પુત્રીનો ખપ નથી. વસિષ્ટે કહ્યું કે જો એવી ઈચ્છા હોય તો મહાદેવની આરાધના કરો. રાજાએ તેમ કર્યું તેથી પુત્રીનો પુત્ર થઈ ગયો ને તેનું

નામ સુદ્યુમ્ન પાડ્યું. આગળ જતાં સુદ્યુમ્નને રાજ્ય મળ્યા પછી પોતાના પ્રધાન મંડલ સહિત હિમાલય પર્વત ઉપર ફરતો ફરતો ઉમાવનમાં જઈ પોહોંચ્યો. ઉમા અથવા પાર્વતી મહાદેવની સ્ત્રી થાય તેણે પોતાના વનની સીમા બાંધીને એમ ઠરાવ્યું હતું કે મારા વનમાં જે કોઇ પુરૂષ પ્રવેશ કરશે તે સ્ત્રીરૂપ થઇ જશે. આ શાપ પ્રમાણે સુદ્યુમ્ન તથા તેના પ્રધાન સ્ત્રીરૂપ બની ગયા. ઈલાનો સુદ્યુમ્ન થઈ ગયો હતો તે હવે સુદ્યુમ્નની ઈલા થઈ ગઈ. તે પછી ફરતી ફરતી એક તલાવ આગળ જઈ પોહોંચી. ત્યાં બુધ તપ કરતો હતો તે તેને જોઈને મોહિત થઈ ગયો, અને તેણે તેની સાથે લગ્ન કર્યું, તેથી એક પુત્ર ઉત્પન્ન થયો, તેનું નામ પુરૂરવ પાડ્યું. આગળ કેટલેક દિવસે ઈલાને સ્ત્રી રૂપનો અભાવ થવા લાગ્યો તેથી તેના ગુરૂ વસિષ્ટની સાહાયતાથી મહાદેવની આરાધના કરતાં તેમણે પોતાના તરફથી ક્ષમાકરી એમ ઠરાવ્યું કે મારા ભણીથી એક મહિનો તું પુરૂષ થઈશ અને પાર્વતીના શાપને લીધે એક મહિનો સ્ત્રી રહીશ, એ પ્રમાણે અનુક્રમે ચાલ્યાં કરશે. આ પ્રમાણે થયા પછી પોતાનું પ્રતિષ્ઠાનનું રાજ્ય પુરૂરવને સ્વાધીન કરીને પોતે તપશ્ચર્યા કરવાને ચાલતી થઈ.

પુરૂરવે એક સો અશ્વમેધ કર્યા હતા. સર્વ લોકોમાં તે પ્રતિષ્ઠિત થયો હતો. હિમાલય પર્વતના શિખર ઉપર વિષ્ણુની આરાધના કરતો તેથી તે આખી પૃથ્વીનો રાજા થયો. તેણે કેશી અને બીજા હજારો દૈત્યોનો પરાભવ કર્યો હતો.

તેના દરબારમાં ધર્મ, અર્થ, અને કામ આવી રજુ થયા. રાજાએ તેઓનો સત્કાર કર્યો, પણ ત્રણેમાં ધર્મને વધારે માન આપ્યું તેથી અર્થ અને કામને બહુ માઠું લાગ્યું. અર્થે તેને એવો શાપ દીધો કે લોભથી તારો નાશ થશે. અને કામે કહ્યું કે તારી પ્રિયાસાથે તારો વિયોગ થશે. તે પ્રમાણે હિમાલયના ગંધમાદન પર્વત ઉપરના કુમાર વનમાં તેને તેની પ્રિયાનો વિયોગ થયો. પણ ધર્મે કહ્યું કે, ચિરકાળ સુધી ધર્મ વૃત્તિએ

તારૂં જિવતર ચાલશે. સૂર્ય, ચંદ્ર તપતા સુધી તારા વંશની વૃદ્ધિ થતી ચાલશે અને પૃથ્વીનું રાજ્ય ભોગવશે. આ પ્રમાણે ત્રણે જણ ત્રણુવાનાં કહીને અલોપ થઈ ગયા.

પુરૂરવ પ્રતિદિન ઈંદ્રની પાસે જતો. એક સમયે સૂર્ય દક્ષિણ દિશા ભણી ગમન કરતો હતો તેની સાથે જતાં, ચિત્રલેખા અને ઉર્વશી એ બે અપ્સરાઓને કેશી દૈત્ય લઈ જતો તેના જોવામાં આવ્યો, એટલે રાજાએ તેના ઉપર ચડાઈ કરી, અને વાયુ અસ્ત્રવડે દૈત્યનો નાશ કરીને અપ્સરાઓ છોડાવી, તથા ઈન્દ્રને દૈત્યોના ભયમાંથી મુક્ત કર્યો. આ પરાક્રમને લીધે ઈન્દ્રે પોતાની મિત્રતા વધારી અને તેને વધારે શક્તિ આપીને મહિમાવંત કર્યો.

એક સમયે ભરત મુનિનું બનાવેલું લક્ષ્મીસ્વયંવર નામનું નાટક ઈન્દ્રની સભામાં થતું હતું તે વેળાએ તેણે પુરૂરવને જોવાને બોલાવ્યો હતો; તેમાં મેનકા, રંભા અને ઉર્વશિયે વેષ લીધા હતા. ઉર્વશી લક્ષ્મી થઈ હતી તે પુરૂરવને જોઈને મોહિત થઈ ગઇ, ને કાંઇને બદલે કાંઇ બોલવા લાગી, તેથી ભરત મુનિનો તેના ઉપર કોપ થયો, અને શાપ દીધો કે પૃથ્વી ઉપર તારો અને રાજાનો વિયોગ થશે અને પંચાવન વર્ષ સુધી તું વેલ થઈને રહીશ. પછી ઉર્વશિયે રાજાને પોતાનો પતિ કર્યો ને તેની સાથે રહી. શાપની મુદત થઇ રહ્યા પછી રાજાને તેનાથી આઠ છોકરા થયા. ૧ આયુષ. ૨ દૃઢાયુ, ૩ અસ્વાયુ, ૪ ધનાયુ, ૫ ધૃતિમાન, ૬ વસુ, ૭ દિવિજાત, સત્યાયુ.

## (છ) ઈન્દ્ર, મહેંદ્ર, સુરપતિ, અમરરાજ ઈત્યાદિ.

દેવતાઓનો રાજા તે ત્રિલોકપતિ એટલે સ્વર્ગ, મૃત્યુ, અને પાતાળનો ધણી કેહેવાયછે. સર્વ મળીને સાત લોક છે. પાતાળ, મૃત્યુ, સ્વર્ગ, મહર, જન, અને તપ. તેમાંથી જેની જેવી યોગ્યતા અને પુણ્ય તે પ્રમાણે તે, ઉપરના ક્રમ પ્રમાણે તે લોકમાં જાયછે. સો અશ્વમેધ કરે

અથવા તેના જેટલુંજ જે પુણ્ય કરે તેનો અધિકાર ઈંદ્ર થવાનો થાયછે. જુદાં જુદાં કારણ ઉપરથી ઇંદ્રનાં જુદાં જુદાં નામ પડેલાં છે. ઇંદ્રપદ મેળવવા સો યજ્ઞ કરવા ઉપરથી તેનું નામ શતક્રતુ, શતમખ, અથવા શતમન્યુ, કેહેવાયછે. ગૌતમ ઋષિએ તેને એક હજાર શાપદઈ તેના અંગપર નિશાનિયો કરી તેટલી તેની આંખ્યો થઈ ગઇ માટે તે ' સહસ્રાક્ષ ' કેહેવાયો.

પોતાના જેવો કોઈ બળિયો (પુણ્યમાં) થઇને પોતાનું ઈન્દ્રાસન છીનાવી લે નહિ એટલા માટે સદાય ઇન્દ્રે યુક્તિયો કરેલી છે. જેમકે, વિશ્વામિત્રે તપશ્ચર્યા કરવા માંડી તેનો ભંગ કરવાને સારૂં તેણે મેનકા અપ્સરા મોકલીને લલચાવી દીધો અને તેના સંભોગનું ફળ શકુન્તલા થઇ. તેમજ, નરનારાયણની ટીપમાં લખ્યા પ્રમાણે તેને લલચાવાને પણ અપ્સરાઓ મોકલી.

એક મન્વંતર થાય ત્યારે ઇંદ્રાસન ઉપર જે ઇંદ્ર હોય તેને બદલે બીજો હકદાર ઈંદ્ર થાય પણ તેની ઈંદ્રાણી તો તેની તેજ રેહે.

| | |
|---|---|
| કૃત અથવા સત્યયુગ. | १७,२८,००० |
| ત્રેતા ,, | १२,९६,००० |
| દ્વાપર ,, | ८,६४,००० |
| કલિ. ,, | ४,३२,००० |
| | ४३,२०,००० |

ચાર યુગ મળીને જેટલાં વર્ષ થયાં છે તેવી ७२ ચોકડી જાય ત્યારે એક મન્વંતર થાયછે. એટલે १ મનુ, २ તેનો પુત્ર. ३ સપ્ત ઋષિ. ४ ભગવાનનો અવતાર. ५ ઈન્દ્ર. અને ६ દેવ એટલાની બદલી થાયછે. એ પ્રમાણે બ્રહ્મદેવના માત્ર એક દિવસમાં (તેની ३० ઘડીમાં) १४ મન્વંતર થાયછે. બ્રહ્મદેવને આજ સુધી થયાંને તેનાં પચાસ વર્ષ થયાંછે. એટલે ४३ લાખ २० હજારની એક ચોકડી કેહેવાય છે તેજ બ્રહ્મનો એક દિવસ અને તેવીજ એક ચોકડીની તેની રાત્ર કેહેવાય છે અને તેવાજ તેના

૩૬૦ દિવસ તેનું એક વર્ષ ગણાય છે. બ્રહ્મદેવનો એક દિવસ થાયછે ત્યારે ત્રીલોકનો નાશ થાયછે.

## (જ) પાર્વતી, શિવ.

હિમાચળની પુત્રી. બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વર (મહાદેવ, શિવ, રૂદ્ર ઈત્યાદિ) જે ત્રણ દેવ કેહેવાયછે તેમાં મહેશ્વરને વેહેરે પાર્વતી સ્વેચ્છાથી પરણી હતી. મહાદેવ ભૂત, પ્રેત ઈત્યાદિની સેનાની જાન લઈ પરણવા ગયા હતા ને અંગે સર્પ વળગાડી દીધા હતા તે જોઈ સર્વને બીક લાગતી હતી ને પાર્વતીની મા મેનાએ તેને સમજાવી કે આવા વરને પરણીને તું શું સુખ પામીશ માટે આગ્રહ છોડી દે તો તને કોઈ રૂપાળો વર પરણાવીશું પણ પાર્વતિયે પોતાનો આગ્રહ મૂક્યો નહિ અને શિવ વેરે પરણી. તે ગૌરી, દુર્ગા, કાળી, હૈમવતી, ઉમા, ભવાની, મંગળાગૌરી, રૂદ્રાણી, ઈશ્વરી, શિવા, મહામાયા, અંબા ઈત્યાદિ નામથી પણ પ્રસિદ્ધ છે. તેને શિવનાથી કાંઈ પ્રજા થઈ નહતી. કાર્ત્તિક સ્વામી શિવના તેજથી ઉપજેલો માટે તે તેનો પુત્ર કેહેવાય છે. શિવ એકવાર તપશ્ચર્યા કરવા ગયા હતા ત્યારે તેને એકલાં ઘરમાં ગમતું નહતું માટે પોતાના અંગમેલથી તેણે ગણપતિ અને ઓખા એવાં બે બાળક ઉપજાવ્યાં હતાં. ટીખળી નારદ મુનિને કજિયો કરાવવો ઘણો પ્રિય તેથી તેમણે શિવને જઈને કહ્યું કે તમે તો તપશ્ચર્યા કર્યા કરોછો ને ઘેર તો બે બાલકની ઉત્પત્તિ થઈ છે. આવું સાંભળી શિવ કોપાયમાન થઈને આવ્યા અને ઘરમાં પાર્વતી નગ્ન સ્નાન કરતાં હતાં તેથી મોખરે ગણપતિને બેસાર્યો હતો અને મધ્યે ઓખાને બેસારી હતી. મહાદેવ કોપાયમાન થતા ઘરમાં ઘુસી જવા લાગ્યા તેમને ગણપતિએ અટકાવ્યા, પણ તેનું માન્યું નહિ, તેથી બન્નેનું યુદ્ધ થયું ને શિવે ગણપતિનું માથું કાપી નાંખ્યું તે સૂર્યના રથમાં જઈને પડ્યું. તે જોઈ ઓખા પણ સંતાઈ ગઈ. સર્વ ખરીવાત જ્યારે પાર્વતીના મુખથી સાંભ-

સી અને તેણે આગ્રહ કર્યો ત્યારે એક હાથી જતો હતો તેનું મસ્તક કાપી લાવીને ગણપતિને ધડે ચોહોડી દીધું.

### (ક્ષ) ગરૂડ.

વિષ્ણુનું વાહન, અને સર્વ પક્ષિયોનો રાજા. તે ઘણો વેગવાન ગણવામાં આવ્યો છે. એનું મુખ અને પાંખો માત્ર પક્ષીના જેવાં છે, બાકીનો આકાર મનુષ્યના જેવો છે. કશ્યપ ઋષિની સ્ત્રી વિનતાએ એક ઇંડુ મૂકયું તેમાંથી ગરૂડની ઉત્પત્તિ થઈ. તેનો જેવો જન્મ થયો કે તરતજ તેનું અંગ આકાશને અડતા સુધી વધ્યું; તેથી સર્વ પ્રાણીને તેની બીક લાગવા માંડી; તેની પાંખના પવનથી પર્વતો ઉડવા લાગ્યા; તેની આંખ્યો વીજળીના સરખી દીસવાલાગી; તેના અંગમાંથી તેજનાં કિરણ ચાલ્યાં તેથી ચારે દિશામાં અગ્નિ વ્યાપી ગયો. ગરૂડની માતા વિનતા અને સર્પનીમાતા કદ્રુ એ બન્નેને સમુદ્ર મૈથુનમાંથી નીકળેલા ઘોડાના રંગ વિષે વિવાદ થયો હતો તે ઉપરથી તે બંને સ્ત્રિયોના વંશજોને. અદ્યાપિ શત્રુતા ચાલી જાયછે. પૃથ્વીમાંથી જેટલા સર્પ મળી આવે તેટલા ખાઈ જવાની ગરૂડે દેવની પાસેથી આજ્ઞા મેળવી હતી. કેટલેક ઠેકાણે વિષ્ણુની મૂર્તિનીસાથે ગરૂડની મૂર્તિની પૂજા થાયછે. સપ્ત દ્વીપ માંહિલો એક કુશ દ્વીપ છે તેમાં ગરૂડનું રેહાણ છે.

### (ત્ર) ઉર્વશી.

ઉર્વશીની કથા ઘણા પુરાણોમાં છે તેમાં મુખ્ય કરીને વિષ્ણુપુરાણ અને પદ્મપુરાણમાં વધારે લંબાણથી લખેલીછે, તેમાં લખેછેકે તેણે, મિત્ર અને વરૂણનો અપરાધ કર્યો એટલે તેઓએ શાપદીધો કે "તું મૃત્યુલોકના માનવીની સ્ત્રી થજે" આ શાપ ઉપરથી તે પુરૂરવના ઉપર મોહિત થઈ એટલે સ્વર્ગનું સુખ છોડીને, દિવ્ય જ્ઞાન થતું રહ્યું તેથી પુરૂરવ પાસે આવી. તે પણ તેને જોઇને મોહિત થયો અને લગ્ન કરવાની વાત કાહાડી ત્યારે ઉર્વશિયે કહ્યું કે તેમ કરતાં તમારે બે સરતો પાળવી પડશે.

ઉર્વશી પાસે બે ઘેટાનાં બચ્ચાં હતાં તે રાજાને આપીને કહ્યું કે એક શરત તો એ કે આનું તમારે રક્ષણ કરવું અને કોઈ લઈ જાય તથા એનો ઘાત કરે એમ થવા દેવું નહિ. બીજી એકે — તમારે મને નગ્ન શરીરે દેખા દેવી નહિ. આ બંને શરતો રાજાએ માન્ય કરી એટલે ઉર્વશી તેની સ્ત્રી થઈને રહી. અને બંને જણ કુબેર ભંડારીની અલકાપુરી પાસેના ચિત્રરથ વનમાં એકસઠ વર્ષ સુધી અતિ પ્રેમ અને સુખમાં રહ્યાં. સ્વર્ગમાં આટલાં વર્ષ સુધી અપ્સરા, સિદ્ધ અને ગંધર્વ ઈત્યાદિયોને ઉર્વશી વિના ઘણું અધરૂં લાગવા માંડ્યું, તેની જગ્યા ખાલી પડવા લાગી અને દિવસ જતા ગયા તેમ તેને સ્વર્ગમાં પાછી આણવાની ઉત્કંઠા તેઓનામાં વધવા લાગી; તેથી સર્વેએ એક મત થઈને નિશ્ચય કર્યો કે ગમે તેમ કરીને ઉર્વશીને અહિ તેડી લાવવી. ઠરાવ પ્રમાણે કેટલાક ગંધર્વોને મૃત્યુ લોકમાં મોકલ્યા. ઉર્વશિયે રાજા સાથે જે શરતો કરી હતી તે તેઓ પોતાના પ્રભાવથી જાણતાજ હતા તેથી તે તોડવાનો ઉપાય કરવા સારૂ બે ઘેટાંમાંથી એક ઘેટું લઈને નાઠા. ઘેટાના બરાડવાથી ઉર્વશી જાગી ઉઠી અને તેને તેનું રક્ષણ કરવા રાજાને ઉશ્કેર્યો પણ તે પથારીમાં નગ્ન હતો તેથી ચોરની પછવાડે પડી શક્યો નહિ તેટલી વારમાંતો ગંધર્વો બીજા ઘેટાને લઈને નાઠા તેથી ઉર્વશી બહુજ સંતાપવાન થઈ તે જોઈને રાજાથી ખમી શકાયું નહિ, એટલે અંધારામાં ઉર્વશી નગ્ન શરીર દેખી શકશે નહિ એમ વિચારીને રાજા તેઓની પછવાડે દોડ્યો. ગંધર્વોની મતલબ એજ હતી માટે જેવો રાજા પથારી છોડીને નગ્ન નાઠો કે વીજળી ઉત્પન્ન થઈ. તેનું શરીર ઉર્વશીના જોવામાં આવ્યું એટલે તેનો અને ઉર્વશીના સંગમનો અંત આવ્યો. અને તે પેલા ગંધર્વો સાથે સ્વર્ગમાં જતી રહી. અહિ ઉર્વશી અલોપ થઈ ગઈ એવું પુરૂરવના જાણવામાં આવ્યું એટલે એનું કાળજું ફટકી ગયું અને ઘેલો બની જઈને પોતાની પ્રિયાને ખોળવાને ભમવા લાગ્યો. પછી કેટલેક વર્ષે ફરતો ફરતો કુરૂ ક્ષેત્રના એક તલાવ પાસે આવી પોહોંચ્યો, ત્યાં કેટલીક અપ્સરાઓ જળક્રિડા કરતી હતી તેમાં ઉર્વશી પણ હતી તેને જો-

ઈને રાજા તેના બહુ કાલાવાળા કરવા લાગ્યો પણ ઉર્વશિયે એમે સારી પેઠે સમજાવીને કહ્યું કે હવે આપણો સંગમ થવાનો નથી. રાજાએ ઘણું કર્યું ત્યારે તે બોલી કે તમે તમારી રાજધાનીમાં જઈને નિશ્ચિંતપણે રાજ કાર્યભાર ચલાવો, હું પ્રતિ વર્ષે તમારો મેળાપ કરવા આવીશ. બીજો એકે ઉપાય રહ્યો નહતો તેથી રાજાએ તે વાત માન્ય કરી ને ઘરભણી પાછો વળ્યો. ત્યાર પછી કહ્યાપ્રમાણે ઉર્વશી પ્રતિ વર્ષે તેના સંગમ સારૂ આવવા લાગી, તેનાથી રાજાને છ પુત્ર થયા, આયુષ, ધિમાન, અમાવસુ, વિશ્વાવસુ, સત્યાયુ, અને શ્રુતાયુ, પછી આ છોકરાઓથી ચંદ્રવંશની ઉત્પત્તિ ચાલી. ઉર્વશીની ઉત્પત્તિ શી રીતે થઇ તેને માટે નરનારાયણની ( ख ) ટીપ જુવો.

### ( ट ) ચંદ્ર અને રોહિણી; વિશાખા, નક્ષત્ર રાજ.

બ્રહ્મદેવના અત્રિ ને અત્રિનો ચંદ્ર. એણે રાજસૂય યજ્ઞ કર્યો હતો તે દક્ષ પ્રજાપતિની વિશાખા ઈત્યાદિ ૨૭ કન્યાઓ વેરે પરણ્યો હતો. તેઓનો ચંદ્ર સાથે યોગ થયો તેથી તે કન્યાઓ નક્ષત્ર રૂપ થઈને તેની પછવાડે રહી, તેમાં રોહિણી કરીને હતી તેના ઉપર ચંદ્રની ઘણી પ્રીતિ હતી તેથી બીજી સ્ત્રિયોને ઈર્ષા આવી ને પોતાના પિતાને સર્વ વૃત્તાંત જઈ કહ્યાં; તેથી દક્ષને ક્રોપ ચડ્યો અને ચંદ્રને શાપ દીધો કે તને ક્ષય રોગ થશે. આ સમાચાર સાંભળી ચંદ્ર દક્ષને શરણે જઇ કરગરવા લાગ્યો ત્યારે તે બોલ્યા કે મારો શાપ નિવારણ થવાનો નહિ પણ શુદ્ધ પક્ષમાં તારી કળા દિન દિન પ્રત્યે વધશે અને પછી પાછી તેજ ક્રમે ઘટતી જશે, એમ ચાલ્યાં કરશે.

### ( ठ ) ચિત્રરથ.

શિવ, ઈંદ્ર અને કુબેર એ ત્રણેની સભામાં ગાયન કરનાર ગંધર્વોનો રાજા. મૂળ બ્રહ્મદેવના મરિચિપુત્ર થયા ને તેના કશ્યપ થયા, તે

કશ્યપ ઋષિને ૧૩ સ્ત્રિયો હતી તેમાંથી અરિષ્ટા કરીને સ્ત્રી હતી તેનાથી સર્વ ગંધર્વ જાતિની ઉત્પત્તિ થઇ.

### ( ड ) કેશી દાનવ.

દૈત્યો માહેલો એક બળવાન દૈત્ય.

### ( ढ ) બૃહસ્પતિ.

બ્રહ્મદેવના પુત્ર અંગિરાને તેની સ્ત્રી શ્રદ્ધાને પેટે બૃહસ્પતિ અને ઉતથ્ય બે પુત્રથયા. તેમાં બૃહસ્પતિ દેવતાના ગુરૂ થયા.

### ( ण ) ગાલવ.

મહાભારથના ઉદ્યોગ પર્વમાં ગાલવની કથા છે તેમાં તેને વિશ્વામિત્ર ઋષિનો શિષ્ય કરીને લખેલોછે ને આ ઠેકાણે તો ભરતનો શિષ્ય છે પણ ભરતના શિષ્ય ગાલવ અને પૈલવની જુદી કથા બીજે કહિથી મળી શકતી નથી તેથી ભરતની પાસેથીનાટક વિદ્યા શીખવાને તેના શિષ્ય થયા હશે. ગાલવ વિશ્વામિત્ર પાસે ભણી રહ્યો ત્યારે ગુરૂદક્ષિણા માગવા ઋષિને કહ્યું. તે સાંભલી ઋષિને ક્રોધ ચડ્યો અને આઠસે શ્યામકરણી ઘોડા માગ્યા. તે ઘોડા માત્ર એક કાને કાળા બાકી આખે અંગે ધોળાહતા. એવા ઘોડા બધા મલીને ૧૦૦૦ હતા અને તે વરૂણની પાસે હતા. એક વેળાએ કન્યકુબ્જના રાજા ગાધી પાસે જમદગ્નિનો પિતા ઋચીક બ્રાહ્મણ તેની સત્યવતી કન્યા માગવા લાગ્યો. રાજાને લાગ્યું કે મારી કન્યાને આ વર યોગ્ય નથી પણ ના કેહેવાથી કોપશે તેથી ટાહાડે પાણિયે ખસ કાહાડવાનો ઉપાય કરવા સારૂં તેને કહ્યું કે જો તું ૧૦૦૦ શ્યામકરણી ઘોડા મને આણી આપે તો તને મારી કન્યા આપું. ઋચીક વરૂણ પાસે ગયો અને ઘોડા લાવીને ગાધીને આપ્યા પછી તેણે સત્યવતી કન્યા પરણાવી ને ૬૦૦ ઘોડા જુદાજુદા રાજાઓને વેંહેંચી દીધા તથા બાકીના બ્રાહ્મણોને વેંહેંચી આપ્યા. તે ઘોડા એકઠા કરવાની કડાકૂટ માથા ઉપર આવી પડી એટલે ગાલવ પોતાના મિત્ર ગરૂડપાસે ગયો તે તેને પ્ર-

તિષ્ઠાનના રાજા યયાતિ પાસે લઈ ગયો. પણ તેની પાસે ઘોડા હતા નહિ તેથી પોતાની માધવી નામની કન્યા તેને આપી. તે લઈને ગાલવ અયોધ્યાના રાજા હર્યસ્વ પાસે ગયો. તેને માધવી સ્ત્રીથી એક પુત્ર થાય એટલે ૨૦૦ શ્યામકરણી ઘોડા આપવા એવી સરત કરીને તેને કન્યા આપી ને પુત્ર થયો એટલે ઘોડા તથા કન્યા લઇ કાશીના રાજા દિવોદાસ પાસે ગયો. ત્યાં પણ એવીજ સરત કરી ને પછી ઉશીનરના રાજા ભોજ પાસે ગયો ત્યાં પણ એવીજ સરત કરી. એ પ્રમાણે ત્રણ રાજા પાસેથઈને ૬૦૦ ઘોડા મળ્યા તે તથા માધવી લઈને તે વિશ્વામિત્ર પાસે આવ્યોને ૬૦૦ ઘોડા આપ્યા ને બસે ઘોડાને વારતે એક પુત્ર થતા સુધી માધવી કન્યા ઋષિને સોંપી પછી તેને અષ્ટક નામે પુત્ર થયો તેને પોતાનો આશ્રમ અને ઘોડા આપીને ઋષિ વનમાં ગયા. તે જગ્યા પછી અષ્ટકપુર કેહેવાઇ. ગાલવ પણ માધવીને તેના પિતાને ઘેર પાછી સોંપીને પોતાના ગુરૂ પ્રમાણે વનમાં તપશ્ચર્યા કરવા નીકળી પડ્યો.

## (ત) પૈલવ.

વ્યાસે ચાર વેદ શીખવવા ચાર શિષ્ય કર્યા હતા, તેમાં પૈલ કરી ને એક ઋષિ હતા તેમને ઋગ્વેદ શિખવ્યો તે ઋષિ ત્યાર પછી ઋગ્વેદના આચાર્ય કેહેવાયા તેમના વંશમાં જે થયા તે પૈલવ કેહેવાયા. તેમાંનો આ કોઈ હશે.

## (થ) સરસ્વતિ.

બ્રહ્માની પુત્રી, અને સર્વ પ્રકારની વિદ્યાની અધિષ્ઠાતા દેવી.

## (દ) લક્ષ્મી.

સમુદ્રની પુત્રી અને વિષ્ણુની સ્ત્રી. વધારે ખુલાસાને માટે નીચેની ટીપ વાંચો.

## (ધ) વારૂણી.

સમુદ્રમંથન કર્તાં અપ્સરાઓ ઉત્પન્ન થયા પછી વારૂણી ઉત્પન્ન

થઈ. તે જળ દેવતા **વરૂણની** કન્યા હતી માટે **વારૂણી** કેહેવાઈ. તે પોતાને માટે વર શોધવા લાગી પણ દૈત્યોએ તેનો સ્વિકાર કર્યો નહિ અને દેવતાઓએ કર્યો. વારૂણી એટલે મદ્ય અથવા સુરા તેનું દેવોએ ગ્રહણ કર્યું તેથી તેઓ સુર કેહેવાયા. કેટલેક ઠેકાણે લક્ષ્મીની વડી બેહેન અલક્ષ્મી સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલી લખેલી છે તેથી મને લાગેછે કે વારૂણી ને અલક્ષ્મી એ એકજ છે. ભરતના નાટકમાં પણ મેનકા વારૂણી થઈ હતી અને ઉર્વશી લક્ષ્મી થઈ હતી એટલે આપણી રીત પ્રમાણે બન્ને બેહેનો એકઠી રેહે તેથી મ્હોટી બેહેન ન્હાની બેહેનને પૂછેછે કે તને કયો વર ગમેછે. વળી અલક્ષ્મા પેહેલી ઉત્પન્ન થયેલી છે તેમજ વારૂણી પણ વેહેલીજ ઉત્પન્ન થયેલી છે. તેમજ સમુદ્રમંથનમાં અપ્સરાઓ વિના માત્ર બેજ કન્યાઓ ઉત્પન્ન થઈ છે ત્રીજી થઈ નથી તે વારૂણી અથવા અલક્ષ્મી અને બીજી લક્ષ્મી.

### ( ન ) કેશવ, પુરૂષોત્તમ

વિષ્ણુ અથવા કૃષ્ણ—ઈશ્વરનો અવતાર.

### ( પ ) સૂર્યની આરાધના.

બાર મહિનાના બાર સૂર્ય બદલાય છે, એટલે એકેકો સૂર્યનો ફરવાનો વારો એકેક માસ રેહેછે, અને તેની સાથે વેદ મંત્ર વડે સ્તુતિ કરવાને એક ઋષિ, ગાયનકરવાને એક ગાંધર્વ, નૃત્ય કરવાને એક અપ્સરા, રસ્તામાં રથભરાય અથવા અટકે માટે રસ્તો ઠીક કરવાને યક્ષ, અને રાક્ષસ. અને ઘોડાસાથે રથ જોડવાને એક નાગ. એ પ્રમાણે વારા પ્રમાણે બદલાયછે. માત્ર સારથી અરૂણ બદલાયા વિનાનો રેહેછે. કિયામહિનામાં કિયા સૂર્યનો સાથ કિયો હોયછે તે વિષે કુર્મ પુરાણમાં મહિનાના અનુક્રમ લખ્યાછે તે હું નીચે લખુંછું. વિષ્ણુપુરાણનો ક્રમ એ કરતાં જુદો છે, તથા સાથના નામમાં પણ ફેરફાર છે.

| મહિનો. | સૂર્ય. | ઋષિ. | અપ્સરા. | ગાંધર્વ. | યક્ષ. | રાક્ષસ. | નાગ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ ચૈત્ર. | ધાતા. | પુલસ્ત્ય. | કૃતસ્થલી. | તુંબરૂ. | રથકૃત. | હેતી. | વાસુકી. |
| ૨ વૈશાખ. | અર્યમા. | પુલહ. | પુંજિકસ્થલી. | નારદઋષિ. | ઓજા. | પ્રહોતી. | કચ્છનીર. |
| ૩ જ્યેષ્ઠ. | મિત્ર. | અત્રિ. | મેનકા. | હાહા. | રથસ્વન. | પૌરૂષેય. | તક્ષક. |
| ૪ આષાઢ. | વરૂણ. | વસિષ્ટ. | રંભા. | હુહુ. | સહજન્ય. | ચિત્રસ્વન. | શુક્ર. |
| ૫ શ્રાવણ. | ઈન્દ્ર. | અંગિરા. | પ્રમ્લોચા. | વિશ્વાવસુ. | શ્રોતા. | વર્ય. | એલાપત્ર. |
| ૬ ભાદ્રપદ. | વિવસ્વાન. | ભૃગુ. | અનુમ્લોચા. | ઉગ્રસેન. | આસારણ. | વ્યાઘ્ર. | શંખપાલ. |
| ૭ માઘ. | પૂષા. | ગૌતમ. | ઘ્રતાચી. | સૂષેણ. | સૂરૂચિ. | વાત. | ધનંજય. |
| ૮ ફાલ્ગુણ. | પર્જન્ય. | ભરદ્વાજ. | સેનજિત. | વિશ્વ. | ઋતુ. | વર્ચા. | ઐરાવત. |
| ૯ માર્ગશીર્ષ. | આંશુ. | કશ્યપ. | ઉર્વશી. | ઋતસેન. | તાર્ક્ષ. | વિધુચ્છત્રુ. | મહાશંખ. |
| ૧૦ પૌષ. | ભગ. | આયુ. | પૂર્વચિત્તિ. | અરિષ્ટનેમિ. | ઊર્ણ. | સ્ફૂર્જા. | કર્કોટક. |
| ૧૧ આશ્વિન. | ત્વષ્ટા | જમદગ્નિ. | તિલોત્તમા. | ધ્રતરાષ્ટ્ર. | શતજિત. | બ્રહ્માપેત. | કંબલ. |
| ૧૨ કાર્તિક. | વિશ્નુ. | વિશ્વામિત્ર. | રંભા. | સૂર્યવર્ચા. | સત્યજિત. | મખાપેત. | અશ્વતર. |

ઉપરના કુર્મ પુરાણના ક્રમના કોષ્ટકમાં નારદને ગાંધર્વમાં ગણ્યા છે. આષાઢમાં રંભાનો વારો લખ્યો છતાં કાર્તિકમાં ફરીને લખ્યો છે એ સૂચક છે. મેનકા, રંભા, ઉર્વશી એટલાં નામ આવી ગયાં. ચિત્રલેખાનું નામ આવ્યું નથી, પણ બીજા કોઈ ક્રમમાં તેનું નામ હશે ખરૂં. કદાપિ રંભા બે ઠેકાણે છે તેમાંથી એક ઠેકાણે તે હશે.

### (फ) ગંધમાદન પર્વત અને વન.

જુદાજુદા પુરાણોમાં આ પર્વતનું સ્થાન જુદી જુદી જગ્યાએ લખ્યું છે. પદ્મપુરાણમાં એક ઠેકાણે લખ્યું છે કે તે પશ્ચિમમાં છે અને બીજે ઠેકાણે લખ્યું છે કે પૂર્વમાં છે. આ નાટકના સંબંધ પ્રમાણે તે ઈશાનમાં ડબાતી પૂર્વ માની લઇયે તો તે ચાલીશકે એમ છે. હિમાલય પર્વતનો પ્રદેશ એ કૈલાસ ગણેલું જણાયછે અને પદ્મપુરાણમાં ગંધમાદન પર્વત ઉપર અપ્સરા, ગાંધર્વ અને રાક્ષસ સહિત કુબેર રેહેછે એમ લખ્યું છે. કુબેરની અલકાપુરી કૈલાસમાં છે તે પ્રમાણે કૈલાસ પર્વતની એક શાખા એજ આ ગંધમાદન પર્વત અને તેના ઉપરનું જે વન તેજ ગંધમાદન વન.

### (ब) મંદાકિની.

ગંધમાદન પર્વતમાંથી વેહેનારી કોઈ એક નદી.

### (म) વિદ્યાધર અને ઉદકવતી.

વિદ્યાધર એ કોઈએક ગાંધર્વ; અને ઉદકવતી તેની પુત્રી. વિદ્યાધર જે વનમાં રેહેતો તે વિદ્યાધર વન કેહેવાયછે.

### (म) કુમારવન.

કૈલાસ પર્વતની શાખાવાળા ગંધમાદન પર્વતના અરણ્યમાં સકળ કલુષ નામનો કચ્છ છે. એનું નામ કુમારવન પડવાનું કારણ એવું કે કુમાર અથવા કાર્તિક સ્વામિ નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત ધારણ કરીને એ વનમાં રેહેતા હતા તેમણે એ વનની એવી મર્યાદા કરી લીધી હતી કે જે સ્ત્રી એમાં પ્રવેશ કરે તે વેલરૂપ બનીજાય, અને પાર્વતીના પગના રંગથી ઉત્પન્ન થયેલો સંગમનીય નો સ્પર્શ થાય તોજ પોતાનું મૂળ રૂપ હોય તેવું ધારણ કરી શકે.

### (य) સુરભીકંધર પર્વત.

કૈલાસ પર્વતનો સંબંધ સાંધનારો એક પર્વત.

## (૨) કુમાર અથવા કાર્ત્તિકસ્વામી.

મહાભારતના વનપર્વમાં એમ લખ્યું છે કે, સપ્ત ઋષિની સ્ત્રિયો જોઇને અગ્નિ સકામ થયો ને તેને ચેન પડવાં લાગ્યું નહિ તેથી વનમાં ગયો, ત્યાં તેની સ્ત્રી સ્વાહા ગઇ, અને તેણે જાણ્યું કે સપ્તઋષિની સ્ત્રિયોનાથી એ મોહિત થયો છે. પછી ઋષિની સ્ત્રીનું રૂપ તેણે પોતે ધારણ કર્યું તેની સાથે અગ્નિનો યોગ થયો તેના કાર્ત્તિક સ્વામી થયા. સ્વાહાથી અરૂંધતીનું સ્વરૂપ ધારણ કરી શકાયું નહિ. માત્ર ૬ સ્ત્રિયોનું કરી શકી. ને છ વાર યોગ થવાથી ગર્ભ રહ્યો તેને છ મુખ થયાં તેથી કાર્તિક સ્વામીનું ષડાનન એટલે છ મુખ વાળો એવું નામ પડ્યું છે. મહા ભારતમાં અગ્નિ એજ શિવ ગણ્યા છે તેથી તે શિવનો પુત્ર ગણાવો જોઈયે.

રામાયણના બાલકાંડમાં નીચે પ્રમાણે લખ્યું છે— મહાદેવને પાર્વતી સાથે ક્રીડા કરતાં દેવનાં* ૧૦૦ વર્ષ ગયાં પણ તેમને સંતાન થયું નહિ એવું જોઇને સર્વ દેવ મહાદેવ પાસે આવીને કેહેવા લાગ્યા કે તમારૂં બલવાન તેજ કોઇ ધારણ કરી શકશે નહિ માટે વિહાર કરવો જવા દઇને ત્રૈલોક્યના હિતને અર્થે બ્રહ્મચર્યવ્રત ધારણ કરી તપશ્ચર્યા કરો. મહાદેવે કહ્યું કે હવેથી હું મારૂં તેજ ધારણ કરીશ પણ ખલિત થયેલું તેજ છે તેનું શું કરવું? ત્યારે દેવોએ પૃથ્વીને ધારણ કરાવાનું કહ્યું તે ઉપરથી તેજ પૃથ્વી ઉપર નાંખ્યું એટલે આખી પૃથ્વી વ્યાપી ગઇ, ત્યારે દેવોએ અગ્નિને કહ્યું કે વાયુની સાહાયતાથી તું શિવનું તેજ ધારણ કરય. અગ્નિએ ચારે બાજુએથી તેજ ગ્રહણ કરીને આકાશગંગાને કહ્યું કે આ શિવનું તેજ ધારણ કરય. તેણે ધારણ કર્યું તેથી તેનું સર્વ અંગ તેજથી વ્યાપી ઉભરાઇ જવા લાગ્યું અને બહુ તેજવાન તેથી તે પણ ધારણ કરી શકી નહિ ત્યારે અગ્નિએ કહ્યું કે તું હિમાચળ પર્વત ઉપર

* આપણું એક વર્ષ તે દેવનો એક દિવસ—ઉત્તરાયન એ દેવનો દિવસ અને દક્ષિણાયન એ રાત્રી.

નાંખી દે. ગંગાએ તે પર્વત ઉપર નાંખ્યું, તેથી તે પર્વત સુવર્ણનો થઇ ગયો અને તેમાં મેલના મિશ્રિતપણાનો જે ભાગ હતો તેથી બીજા સર્વ ધાતુ ઉત્પન્ન થયા. ને એક મહા કાન્તિવાન કુમાર સંભવ થયો તે હિમાચળની કન્યા પાર્વતીને તેજ ધારણ કર્‌યાવિના પ્રાપ્ત થયો, તોપણ તેણિયે પુત્ર પ્રમાણેજ ગણ્યો. સર્વે દેવોએ કૃતિકા નક્ષત્રને દૂધ પાવાને પ્રાર્થના કરી ત્યારે તેણે કહ્યું કે તે મારા નામથી મારો પુત્ર કેહેવાય તો હું ધવરાવું. દેવોએ તે વાત માન્ય કરીને કૃત્તિકા નક્ષત્ર ઉપરથી તેનું નામ કાર્ત્તિકેય પાડ્યું તે ઉપરથી કાર્ત્તિક સ્વામી કેહેવાયા અને ગંગામાંથી શિવનું વિર્ય સ્કંદ એટલે પડ્યું તે ઉપરથી કુમારનું નામ સ્કંદ કેહેવાયું. છએ કૃતિકાને દૂધ ઉત્પન્ન થવા લાગ્યું એટલે તે કુમાર છમ્હોડાં કરી પિવા લાગ્યો તેથી ષડાનન (ષડ = છ + આનન = મુખ ) કેહેવાયા. પછી તે મ્હોટા થયા.

દેવને દૈત્ય બહુ પિડતા હતા અને તેમનો સેનાપતિ વૃદ્ધ થયો હતો ત્યારે ઈંદ્ર સહિત સર્વ દેવ બ્રહ્મદેવ પાસે જઈ સેનાપતિ માગવા લાગ્યા તેમણે કહ્યું કે ઉપર પ્રમાણે કાર્ત્તિક સ્વામીની ઉત્પત્તિ થશે તે બળવાન પુરૂષને તમારો સેનાપતિ ઠરાવજો તે પ્રમાણે પછી તે કાર્ત્તિક સ્વામીને દેવતાઓના સેનાધિપતિનો સર્વે એ મળીને અભિષેક કર્‌યો.

## ( લ ) નિમિશ અથવા નૈમિષ અરણ્ય.

વાયુ પુરાણમાં એવું આખ્યાન છે કે, કલિયુગના પ્રારંભમાં સર્વ અપવિત્ર જગ્યા થવા લાગી ત્યારૂ સર્વે ઋષિઓ બ્રહ્મદેવ પાસે જઈને પ્રાર્થના કરવા લાગ્યા કે અમને કલિયુગનો બાધ નડે નહિ એવું સ્થળ બતાવો. બ્રહ્મદેવે એક મનોમય ચક્ર ઉત્પન્ન કરીને ચાલતું કર્‌યું, અને ઋષિઓને કહ્યું કે, આ ચક્રની પછવાડે પછવાડે તમે જાઓ, અને જે સ્થળે એની ધારા ખંડિત થાય તે જગ્યા તપ કરવાને શુદ્ધ સમજજો. ચક્ર ચાલ્યું, એટલે બ્રહ્મદેવને નમસ્કાર કરીને ઋષિઓ તેની પછવાડે ચાલ્યા, ને નિમિશારણ્યની જગ્યા આગળ ચક્રની ધારા ખંડિત થઈ.

નેમી એટલે ધારા શર્યતે— ખંડિત થાય. તે ઉપરથી નિમિશ અને તેને અણ પ્રત્યય લાગવાથી નૈમિશ થયું — આ ઉપરથી તે અરણ્યનું નામ નિમિશ અથવા નૈમિશ પડ્યું. કેટલેક ઠેકાણે નૈમિષ કેહેછે તે વિષે વારાહ પુરાણમાં લખ્યું છે કે ગૌરમુખ ઋષિને વિષ્ણુએ કહ્યું કે, આ જગ્યાએ એક નિમિષમાં ( આંખ મીંચીને ઉઘાડિયે તેટલીવારમાં ) દાનવ મારી નાંખ્યા છે તે ઉપરથી તેનું નામ નૈમિષ અરણ્ય પડશે. આ અરણ્યમાં ચક્રની પછવાડે ૮૮ હજાર ઋષિઓ ગયા હતા, તેમણે વ્યાસના શિષ્ય સુત પાસેથી અઢાર પુરાણ એ સ્થળે સાંભળ્યાં, ત્યાં એક હજાર વર્ષ સુધી રહ્યા પછી મુક્ત થયા. આ અરણ્ય અયોધ્યાપુરીની પાસે છે અને તેમાં ગોમતી નદી વેહેછે. ત્યાં સુતની ગાદી છે. આખા અરણ્યમાં સમિધા, કુશ, દર્ભ, શમી ઇત્યાદિ છે, ને ગોમતી નદી કુંડની પેઠે ગોળાકાર થતી થતી વેહેછે.

### ( व ) ચ્યવન ભાર્ગવ.

બ્રહ્મદેવના પુત્ર ભૃગુને પુલોમાના પેટના ચ્યવન થયા. તે ભૃગુના પુત્ર માટે ભાર્ગવ. પુલોમા ન્હાની હતી ત્યારે પોતાના પિતાને ઘેર રડતી હતી તે વેળાએ તેના પિતાએ કહ્યું કે હું તને **તાલઘટ** રાક્ષસને આપીશ. બનવા કાળ એવો કે તે વેળાએ તે રાક્ષસ ઘરને આંગણે આવ્યો હતો તે સાંભળીને ખુશી થઈ ચાલતો થયો. પણ કન્યાકાળની વેળાએ તે કન્યા ભૃગુને દીધી તેને તેનો ગર્ભ રહ્યો હતો તેવામાં પેલો રાક્ષસ આવ્યો. ભૃગુ સ્નાન કરવા ગયા હતા તેથી અતિથિ જાણીને તેની પૂજા કરી, પછી રાક્ષસે ઘરમાં અગ્નિ હતા તેમને કહ્યું કે, સાચું કોહો આ કોની સ્ત્રી, ત્યારે અગ્નિ બોલ્યા કે, વાચાથી તને આપવાને એના પિતાએ કહ્યું હતું ખરૂં તથાપિ અમારી સમક્ષ મંત્ર વિધિવડે ભૃગુને દીધી છે માટે તેનીજ સ્ત્રી કેહેવાય. તે નહિ સાંભળતાં તાલઘટ ભુંડનું રૂપ લઈને સ્ત્રી લઈ નાઠો, પછી તે પણ તે શોકથી બહુજ રડવા લાગી. તેનાં આંસુવડે વધૂસરા નામની એક નદી થઈ. તે સ્ત્રિયે સૂર્યની પ્રાર્થના કરી, ત્યારે સૂર્યે કહ્યું કે, તું ગર્ભ પ્ર-

સવ ઃર એટલે રાક્ષસથી મુક્ત થઇશ. આ સૂચના પ્રમાણે તેણિયે રાક્ષસને કહ્યું કે મારા પેટમાં ભૃગુ ઋષિનો ગર્ભ છે માટે તે નીચે નાંખવા દે હું તારા હાથમાંજ છું. રાક્ષસ પછી આકાશ માર્ગે લઇ ચાલતો હતો તે નીચે ઉતર્યો, ને પુલોમાએ ગર્ભ પ્રસવ્યો, તે મહિમાવંત ઋષિના પુત્રની આંખ્યો રાક્ષસ ઉપર પડતાંજ તે બળીને ભસ્મ થઇ ગયો ચ્યુ, સ્રવણે એટલે બાહાર સરી પડવું એ ઉપરથી તે પુત્રનું નામ ચ્યવન પડ્યું. સ્ત્રી, પુત્રને લઈને ઘેર પાછી ગઇ ને ભૃગુને સર્વ વર્ત્તમાન કહ્યાં, તે ઉપરથી અગ્નિએ રક્ષણ કર્યું નહિ તેથી તેમણે અગ્નિને શાપ દીધો કે, “ જાઓ તમે સર્વભક્ષી થશો. ”

ચ્યવન ઋષિ તપ કરતા હતા તેમના ઉપર ઉધેઇના રાફડા બાઝી ગયા હતા તેથી તે માટીના ઢગલા જેવા દેખાતા હતા ને માત્ર બે આંખ્યો ચકચકતી હતી, તેવામાં અયોધ્યાનો રાજા શર્યાતિ પોતાની સેના તથા કુટુંબ સહિત ઋષિના આશ્રમ પાસે આવી પોહોંચ્યો. ત્યાં ફરતાં ફરતાં રાજાની સુકન્યા નામે પુત્રી હતી તે સખિયો સહિત રમતી રમતી ચ્યવન ઋષિ પાસે આવી અને રાફડામાં ચકચકતી વસ્તુ જોઇને તેમાં કાંટા ખોસ્યા તેથી ઋષિની આંખ્યો ફૂટી ગઈ ને લોહી નીકળવા લાગ્યું, તે જોઇ સુકન્યા ત્યાંથી• નાશી ગઈ. પણ ઋષિના કોપથી સર્વને ઝાડો, પેશાબ થતો બંધ થયો ને પેટ વધવા લાગ્યાં, ત્યારે રાજાના જાણવામાં આવ્યું કે આ ચ્યવન ઋષિનો આશ્રમ છે તેથી તે કોપે એવું કાંઇ કોઈએ કર્યું હશે. પિતાથી બીનીને સુકન્યાએ જે બન્યું હતું તે કહી દીધું. તેથી રાજા ઋષિને ખોળતો આવી પોહોંચ્યો અને સ્તુતિ કરવા લાગ્યો કે, મારી બાલક છોકરીના ઉપર અનુગ્રહ કરો. ઋષિને કન્યા વરવાનું મન થયું તેથી રાજાને કહ્યું કે એ કન્યા મને પરણાવ. રાજાએ તે કન્યા ઋષિને દીધી; પછી એક વાર અશ્વનીકુમાર ( નાસત્ય, અને દસ્ર) દેવના વૈદ્ય આવી પોહોંચ્યા તેમને ઋષિ કેહેવા લાગ્યા કે, મારી કન્યા તરુણ છે અને હું વૃદ્ધ છું માટે મારી ઇચ્છા છે કે તમે મને તરુણ કરો. તેના બદલામાં યાગમાં તમને સોમવલ્લીની આહુતિ, વૈદ્ય છો તેથી અપા-

તી નથી તે ચાલતી કરાવીશ. પછી વૈદ્યોએ તે વાત માન્ય કરીને એક ધરામાં ઔષધિ નાંખી ને જરજરિત થઈ ગયેલા વિચિત્ર વૃદ્ધ ઋષિને હાથે ઝાલીને ધરામાં નાખ્યા અને પોતે પણ તેમાં પડ્યા. પછી ત્રણે જણ સર્વ વાતે સરખા રૂપના થઇને બાહાર નીકળ્યા તે જોઇને સુકન્યા તો ઓળખી શકી નહિ કે ત્રણમાંથી મારો પતિ કોણ. તેણે અશ્વની કુમારોની પ્રાર્થના કરી એટલે તેમણે તેનો પતિ ઓળખાવીને સંતુષ્ટ કરી અને વિમાનમાં બેશીને પોતે સ્વર્ગમાં ચાલતા થયા. પછી શર્યાતિ રાજાને યજ્ઞ કરવો હતો તેથી પોતાના જમાઇને ઘેર આવ્યો ને પોતાની પુત્રીને તરૂણ પુરૂષ સાથે જોઇને શંકાવાન થયો, પણ સુકન્યાએ બનેલી સર્વ વાત કહી દીધી તેથી રાજા પ્રસન્ન થયો ને મુનિને સાથે લઈ ગયો ને યજ્ઞ કરવાનો આરંભ કસ્યો તેમાં પોતાના જમાઈ ચ્યવન મુનિને હોતા ઠરાવ્યા તેમણે યજ્ઞમાં અશ્વનીકુમારની આહુતિ ચાલુ ઠરવાને અશ્વિનિ કુમારાભ્યાં સ્વાહા કરીને આહુતિ આપી તે જોઈ ઇંદ્ર આદિ દેવતા કોપ્યા. કેમકે વૈદ્યને આહુતિ અપાય નહિ ને અશ્વનીકુમાર વૈદ્ય હતા તેથી ઈન્દ્રે ચ્યવન મુનિને મારવાને વજ્ર ઉગામ્યું પણ મુનિએ તેના હાથ સ્તંભાવી દીધા તે અશ્વની કુમારની આહુતિ આપવા દેવાની વાત સર્વ દેવોએ માન્ય કરી ત્યારે હતા તેવા હાલતા ચાલતા કસ્યા. સુકન્યાથી ચ્યવનને પુત્ર થયો તેનું નામ પ્રમતિ હતું.

## (श) સત્યવતી, ભાર્ગવી.

ભૃગુવંશમાં ચ્યવન મુનિથયા તેથી તે ભાર્ગવ કેહેવાયછે; તેમની સ્ત્રી ભાર્ગવી. પણ તેનું નામ સુકન્યા છે તે ચ્યવન ભાર્ગવની ટીપ જોયાથી જાણવામાં આવશે, ને આ ઠેકાણે સત્યવતી નામ લખ્યું છે તે મને લાગેછે કે એના ગુણને લીધે એવું નામ લખ્યું હશે.

## (ष) પૌલોમી, સચી.

ઈંદ્રની સ્ત્રી, પુલોમા દૈત્યની પુત્રી, તે ઉપરથી તેને **પૌલોમી** પણ કેહેછે, મન્વંતરે ઈંદ્ર બદલાય પણ તે ગાદીની સ્ત્રી છે તેથી ઈન્દ્ર ગમે એટ-

લા નવા થાઓ તથાપિ સચી તો ઈંદ્રાણી પદવિએ રહીને સર્વની સ્ત્રી થઈ રેહેવાની.

(त) જયન્ત.

ઈંદ્ર અને સચીનો પુત્ર, એને એક બેહેન છે તેનું નામ જયન્તી છે.

(ह) નારદ.

બ્રહનૂ નારદીય અને પદ્મપુરાણમાં આ મુનિને બ્રહ્માનો પુત્ર કરીને લખ્યો છે અને તેનો જન્મ પદ્મકલ્પમાં થયો છે. શ્રીભાગવતમાં, તેનો બીજો અવતાર વરાહ કલ્પમાં થયો લખેછે. તે દાસીને પેટ અવતર્યો હતો, તેને વિષ્ણુનો ખરો ભક્ત ગણ્યો છે. ને ઉભુ તિલક કરી હાથે વિષ્ણુની મૂર્ત્તિની છાપ લઈ હાથમાં વીણા સાથે તેની સ્તુતિ કરેછે, તે આજે પણ એજ ઢબમાં ફરતો ફરેછે એમ કેહેવાયછે. તેને ૬૦ હજાર બ્રાહ્મણ શિષ્ય હતા. નૃતમાં તે કુશલ ગણાયછે. બે જણને લડાવી મારવામાં તે એટલો બધો પ્રસિદ્ધ છે કે લડાઈ કરાવનારને લોકો નારદજી કરીને કેહેછે.

(क्ष) બુધ.

બ્રહસ્પતિની સ્ત્રી તારાની સાથે ચંદ્રે સંગમ કર્યો તેથી તેને ગર્ભ રહીને અતિ કાન્તિવાન પુત્ર અવતર્યો. તેની જાતકર્મ વિધિ કરવાને બ્રહસ્પતિને ઘેર સર્વ દેવ એકઠા થયા તે વચ્ચે ચંદ્ર કેહેવા લાગ્યો કે એ પુત્ર મારો છે માટે હું લઈ જઈશ. બ્રહસ્પતિ કેહે મારો છે. બંનેને તકરાર થઈ, લડાઇનો સમારંભ થયો, દેવના શત્રુ દાનવ ચંદ્રના ભણી થયા, અને દેવ પોતાના ગુરૂના ભણી થયા. પછી કજિયો પતાવાને બ્રહ્મદેવ ત્યાં આવી પોહોંચ્યા અને તારાને પૂછ્યું કે એ પુત્ર કોનો? ત્યારે તારાએ કહ્યું કે ચંદ્રનો. પછી બ્રહ્મદેવે તે પુત્ર ચંદ્રને આપ્યો. ને તેનું નામ બુધ કરીને રાખ્યું. ચંદ્રે તેને પૃથ્વીનું રાજ્ય આપ્યું ને શ્રેષ્ઠ કરીને સ્થાપ્યો. તથા બ્રહ્મદેવે તેને ગ્રહ કરી સ્થાપ્યો. વધારે વૃત્તાંતને સારૂ પુરૂરવની ટીપ જુવો.

## (ક્ષ) ભરતમુનિ.

નૃત્યવિદ્યા, નાટક આદિનો પ્રથમ રચનાર.

## (જ્ઞ) લોકપાળ.

ચક્રવર્ત્તી રાજાના દરબારમાં જેમ મંડલિક રાજાઓ એકઠા થાયછે તેમ મહેંદ્ર એ લોકપાલનો ઉપરી છે તથી તઓ તેની સભામાં એકઠા થાયછે. બ્રહ્માએ જગતમાં જેમ જેમ વસ્તુઓ ઉત્પન્ન કરી, તેમ તેમ તેઓના ઉપર સત્તા ચલાવવાને ઉપરી ઠરાવ્યા, અને તેઓ લોકનું પાલણ કરવાને અર્થે ઠર્‌યા તેથી લોકપાલ કેહેવાયા. પુરાણોમાં તેઓનાં નામ આપેલાં છે. હરિવંશમાં જે નામ આપેલાંછે તે માહેલાં થોડાં નામ નીચે પ્રમાણે છે.

ઇંદ્ર, સ્વર્ગ, મૃત્યુ, ને પાતાળનો લોકપાળ. ( સર્વનો અધિપતિ ).

**સોમ**, નક્ષત્ર, ઔષધિ, બ્રાહ્મણ, ઇત્યાદિનો.

**દક્ષ**, મનુષ્યોનો.

**વરુણ**, પાણીનો.

**વૈશ્વાનર**. અગ્નિશ્વાત્તાદિ પિતૃગણ છે તેનો.

**વાયુ**. કાળ, અવાજ ઈત્યાદિનો.

**મહાદેવ**. ભૂતલોક, પિશાચ ઈત્યાદિનો.

**કુબેર**. યક્ષ, રાક્ષસ, ગુહ્યક જાતિ, ભંડાર ઈત્યાદિનો.

**શેષ**, સર્પ જાતિનો.

**વાસુકી**. પાતાલની નાગ જાતિનો.

**પરજન્ય**. સમુદ્ર, મેઘ, નદી, ઈત્યાદિનો.

**ચિત્રરથ**, ગાંધર્વનો.

**કામદેવ**, અપ્સરાઓનો.

**નન્દી**, ચતુષ્પાદી પ્રાણિયોનો.

**હિરણ્યાક્ષ**, દૈત્યોનો.

**ગરૂડ**, પક્ષિયોનો.
**પિંગળ**, ઉત્તર દિશાનો.
**યમ**, દક્ષિણદિશાનો.
**અરૂણ**, પૂર્વ દિશાનો.
**અમ્બુરજ**, પશ્ચિમ દિશાનો.
ઈત્યાદિ. ઈત્યાદી.



## સૂચના.

१ જયકુમારી વિજય નાટક. ... ... ... (બીજી આવૃત્તિ છપાયછે.)
२ આરોગ્યતા સૂચક. ... ... ... ... ... ... ... ... ખપી ગઈછે.
३ બર્થોલ્ડનું ચમત્કારિક ચરિત્ર. ...... ... ... ... ... ... ... ०-१३-६
४ લલિતા દુઃખદર્શક. (નાટક) ...... ... ... ... ... ... ... १-८-०
५ સંતોષ સુરતરૂ. ... ... ... ... ... ... ... ... ... ... ... ... ०-५-०
६ પ્રસ્તાવિક કથાસમાજ. ... ... ... ... ... ... ... ... ... ... १-०-०
७ હિતોપદેશ મિત્ર લાભ (સંસ્કૃત તથા ગુજરાતી) ... ... १-०-०
८ કુળવિષે નિબંધ. ...... ... ... ... ... ... ... ... ... ... ०-४-०
९ હિતોપદેશ શબ્દાર્થ (સરકારી ડીપોમાંથી મળશે) ... ... ०-१४-०
१० મણિ રત્નમાલા (મ૦સુ૦) ... ... ... ... ... ... ... ... ०-२-०
११ ઉત્તર જયકુમારી (મ૦સુ૦) ... ... ... ... ... ... ... ०-८-०
१२ વિપત્તિવિષે નિબંધ (મ૦સુ૦)... ... ... ... ... ... ... ०-८-०
१३ શેક્સપિયર કથાસમાજ (સરકારી ડીપોમાંથી મળશે) ... १-१२-०
१४ મુસલમાની દિવાની કાયદાનો લઘુ ગ્રંથ (મ૦છો૦)... २-०-०
१५ વિક્રમોર્વશી ત્રોટક...... ... ... ... ... ... ... ... ... ... १-८-०
१६ દેશીરાજ્યવિષે નિબંધ (મ૦સુ૦) ... ... ... (છપાયછે)
१७ માલવિકાગ્નિમિત્ર નાટક મહાકવિ કાલિદાસ કૃત. હવે પછી છપાશે.

**મુબઈ બાહારકોટ કાલિકા દેવીના રસ્તા ઉપર.**

મનોરદાસ રૂપજીની દુકાનેથી.

આત્મારામ સગુણની કંપનીની દુકાનેથી.

વાસુદેવ બાબાજી નવરંગની દુકાનેથી.

જનરલ એજન્સી અને બુક ડીપોમાંથી.

**મુંબઈ ધોબીતલાવ પાસે ચાબુક મેસમાંથી.**

**અમદાવાદ-** યુનૈટેડ કંપની અને જનરલ એજન્સીના છાપખાનામાંથી.

—ભરૂચ— અંગ્રેજી સ્કુલના શાસ્ત્રી. પ્રાણશંકર ગૌરીશંકર પાસેથી.